મુંબઈ યુનિવર્સિટીના નવા અભ્યાસક્રમ પ્રમાણે

## નવીન મેટ્રીક્યુલેશન ઈતિહાસ

# હિંદુસ્તાન તથા
# ઈંગ્લેંડનું રાજબંધારણ

[ ઈ. સ. ૧૯૩૫ના નવા કાયદા મુજબ ]

—: પ્રશ્નોત્તરરૂપે :—




લેખક

અનુભવી શિક્ષક



પ્રકાશક

શ્રી ગજાનન પુસ્તકાલય

બુકસેલર અને પબ્લીશર

ટાવર રોડ—સુરત.

., ૧૯૪૦] [કીંમત ચાર આના

# પરીક્ષામાં થોડી મહેનતે સફળ થવા માટે તમારે આ પુસ્તકો જરૂર વસાવવાંજ જોઈએ

**અનુભવી શિક્ષકના હાથે લખાયેલાં અને ગજાનન પુસ્તકાલય તરફથી પ્રસિદ્ધ થયેલા નવીન પુસ્તકો**

**મુસલમાન યુગ:**—મહમદ ગીઝનીથી મોગલવંશના અંત સુધીના ખાસ જરૂર અગત્યના બનાવો તદન સરળ ભાષામાં પ્રશ્નોત્તરરૂપે



[illegible] આજેજ મગાવો.

આ અને આ સિવાયના તમારે જરૂરના કોઈપણ પુસ્તકો સસ્તી કિંમતે અને ભરપુર કમીશનથી મેળવવા માટે લખો:—

## શ્રી ગજાનન પુસ્તકાલય

ટાવર રોડ, સુરત.

મુદ્રક : શા. વિઠ્ઠલદાસ કીકાભાઈ 'સુંદર' પ્રીન્ટીંગ પ્રેસ, કણપીઠ-બજાર સુરત.

- તાજ
  - પાર્લમેન્ટ
    - ઉમરાવોની સભા
    - આમની સભા
      - પ્રધાન મંડળ (એક પ્રધાન હિન્દી વજીર)
        - હિન્દી સરકાર
          - ગવર્નર જનરલ (મધ્યસ્થ સરકાર)
            - કારોબારી મંડળ
              - ત્રણ સલાહકારો (ગ.જ.નેજવાબદાર) (અનામત વિષયો)
              - પ્રધાન મંડળ (ધારામંડળને જવાબદાર) (સુપ્રત કરેલ વિષયો)
            - ધારા મંડળ
              - રાજસભા
                - ૧૦૪ દેશીરાજ્યો
                - ૧૫૦ લોકોના
                - ૬ સરકાર નિયુક્ત
              - લોકસભા
                - ૨૫૦ લોકોના
                - ૧૨૫ દેશીરાજ્યો
          - ગવર્નર (પ્રાંતિક સરકાર)
            - કારોબારી મંડળ
              - પ્રધાનમંડળ (ધારામંડળને) (જવાબદાર)
            - ધારા મંડળ
              - રાજસભા (સરકાર નિ.) (ચુંટેલાપ્રાંતવાર)
              - લોકસભા પ્રાંતવારલોકોના
        - ઈંગ્લાંડમાં વહીવટ
          - પાર્લમેન્ટરી મંત્રી
          - કાયમીમંત્રી
            - હિન્દી કચેરી
          - સલાહકારો

# હિંદુસ્તાનનું નવું રાજ્ય બંધારણ

## [ પ્રશ્નોત્તરરૂપે ]

**Q. 1. Give a brief survey of the Indian Administration of the East India Company.**

**સ. ૧. ઇસ્ટ ઇન્ડીઆ કંપનીના હિન્દમાંના રાજવહીવટનો આછો ખ્યાલ આપો.**

હિન્દની અઢળક દોલત, વેપારવાણિજ્ય અને કળાકૌશલ્યથી આકર્ષાઇને પશ્ચિમની પ્રજાઓ હિન્દમાં આવી. તેમાંથી અંગ્રેજ પ્રજા ક્રમશઃ વેપારી મટી રાજકર્તા થઈ પડી. દોઢસદી સુધી વેપાર અંગ્રેજોનું ધ્યેય રહ્યું હતું પણ હિંદના કમનસીબે આંતરિક રાજખટપટો અને વૈમનસ્ય વધતા આ પરદેશી પ્રજાએ લાભ ઉઠાવ્યો અને આજે આપણે તેમના છત્ર નીચે છીએ. ફ્રેન્ચ અને વલંદાને મહાત કરી અંગ્રેજો વેપારી કરારો મેળવવામાં સફળ નિવડયા. ધીમે ધીમે કંપનીના નામથી અમલદારો એ ડક્કા, વખારો, કિલ્લાઓ, કોઠીઓ બાંધવા માંડી અને તેના આંતરિક વહીવટ માટે લશ્કર અને કચેરીઓ રાખવા માંડી, પહેલી કોઠી સુરતમાં ૧૬૧૨માં નાંખી, ત્યારપછી ૧૦૦ વર્ષમાં તો અંગ્રેજોએ હિન્દની ચારે બાજુ મોગલ, મરાઠા અને મુસલમાન રાજવીઓના દ્વેશ, અને વેમનસ્યનો લાભ લઈ કોઠીઓ નાંખી દીધી. યુરોપમાં ફ્રેન્ચો મહાત થયા, મોગલ સલ્તનતનો દિપક બુઝાઈ ગયો હતો, મરાઠાઓનો દિપક ઝાંખો થતો હતો તે વખતે તેમાં બુદ્ધિશાળી પણ રાજખટપટી કલાઈવ હિન્દમાં આવ્યો અને ૧૭૫૭માં પ્લાસીના યુદ્ધમાં વિજય મેળવી હિન્દમાં બ્રિટિશ રાજ્યનો પાયો નાંખ્યો.

કંપનિના આંતરિક વહીવટમાં સડો પેસી ગયો હતો તેથી ૧૭૭૩માં નિયામક કાયદો (Regulating Act 1773) અને ત્યારબાદ પીટનો કાયદો .પસાર કરવામાં આવ્યા, અને જુદી જુદી સનદો (Charters) મારફતે કંપનિનો વહીવટ સંભાળવામાં આવતો હતો.

નિયામક કાયદાથી ગવર્નર જનરલનું બિરૂદ વધ્યું. બંગાળના ગવર્નર

ગવર્નર–જનરલ બન્યા અને તેને મદદ માટે પાર્લામેન્ટ નિયુક્ત કારોબારી આપ- વાનું ઠર્યું. મુંબઈ, મદ્રાસના ગવર્નરોને બંગાળના ગવર્નર જનરલની દેખરેખ નીચે કામ કરવાનું ઠર્યું. ૧૭૮૪ના **પીટના કાયદાથી બોર્ડ ઓફ કન્ટ્રોલ** નિમવામાં આવી. ગવર્નર જનરલની સત્તા વધારી કારોબારીની સત્તા પર કાપ મુકવામાં આવ્યો. ગવર્નર જનરલનું કાર્ય અને ફરજ ચોક્કસ થયા, અંગ્રેજી કેળવણી દાખલ થઈ. કાયદાના સલાહકારને કાયદા બનાવતી વખતે સભામાં બેસવાનો હક્ક મળ્યો. જે ૧૮૫૩ની નવી સનંદથી વધારી બધી બેઠકમાં બેસે એમ ઠર્યું. ત્યારબાદ **૧૮૫૭માં** હિન્દની રાજ્યસત્તામાં **ક્રાંતિ લાવવાનો પ્રયાસ થયો.** કંપનિના વહીવટથી હિન્દી જનતામાં અસંતોષ વધી ગયો હતો. દેશદાઝથી પ્રેરાઈને હિન્દી જનતા અને રાજવીઓએ **વિપ્લવ** આણવાનો પ્રયત્ન કર્યો પણ તેને દાબી દેવામાં આવ્યો. ત્યારબાદ મહારાણી વિકટોરિયાએ **૧૮૫૮ના ઢંઢેરાથી** સર્વ રાજ્યકારભાર કંપનિ પાસેથી લઈ પાર્લામેન્ટ હસ્તક મૂકયો.

Q. 2. Give in short the idea of Constitutional changes carried out by the Parliament between 1858 to 1935 in India.

સ. ૨. ૧૮૫૮ થી ૧૯૩૫ સુધીમાં પાર્લામેન્ટે બંધારણને લગતા જે અગ- ત્યના ફેરફારો હિન્દમાં કર્યા હોય તે ટૂંકમાં જણાવો.

હિન્દમાં કંપનીની સત્તા અને વહીવટ આપખુદ અને જોહુકમી ભરેલા હતાં. પાર્લામેન્ટે વહીવટ સંભાળી લીધા પછી પણ લાંબા વખત સુધી એજ પ્રણાલિકા પ્રમાણે વહીવટ ચાલ્યો. જો કે ૧૮૫૮માં હિન્દી વજીર અને તેની કાઉન્સિલ નિમાયા, પણ હિન્દના રાજકિય ક્ષેત્રમાં વાઈસરોય અને ગવર્નર આપખુદ રીતે જ રાજ્ય કરતા હતા. હિન્દીઓને રાજવહીવટમાં કાંઈ હિસ્સો ન હતો. ધારામંડળ જેવી કાંઈ સંસ્થા ન હતી. ૧૮૮૫માં **હિન્દી મહાસભા** (Indian National Congress) સ્થપાઈ અને તેના પ્રચારથી હિન્દમાં રાજકિય જાગ્રતિ આવી. પાર્લામેન્ટે હિન્દી જનતાનું

વલણ જોઈ તેને સંતોષવા **ધારાવિભાગ** પ્રાંતો અને મધ્યસ્થ સરકારમાં દાખલ કર્યા. આ ધારાવિભાગમાં સરકાર નિયુક્ત સભ્યો બેસતા. લોકોને આથી સંતોષ થયો નહિ. જનતાની માંગ ઉભીજ રહી. છેવટે ૧૮૯૨માં ધારામંડળમાં મ્યુનિસિપાલિટી, વેપારી મંડળો, વગેરે કેટલીક સંસ્થાઓની પસંદગીના સભ્યો લેવાનું ઠર્યું. વીસમી સદીની શરૂમાં આઝાદી અને હક્કની લડાઇ અખિલ હિન્દ બની. આમાં બંગાળ અને મહારાષ્ટ્ર મોખરે હતાં. આથી **૧૯૦૯માં મોર્લી મીન્ટો રીફોર્મ્સ** આપવામાં આવ્યાં. પ્રાંતિક સરકારોમાં બીનસરકારી સભ્યોનું પ્રમાણ વધાર્યું, આ સુધારાથી અંદાજપત્ર અને વ્યવસ્થા બાબતમાં પ્રશ્નો પૂછવાનો અધિકાર આપવામાં આવ્યો. હજુ અગત્યના કાયદા ઘડવાનો કે નાણાંકીય વ્યવસ્થામાં કાંઇ ભાગ મળ્યો ન હતો. વળી ચૂંટણીમાં **કોમી–ધોરણ દાખલ કરવામાં આવ્યું** અને હિન્દુ મુસલમાન એવા પક્ષો રાજ્ય વ્યવસ્થામાં દાખલ કરી કોમી વૈમનસ્યના મુળ ઉંડા ઉતાર્યાં. હિન્દી મત આ સુધારાથી એકંદરે ન સંતોષાયો.

ત્યારબાદ **૧૯૧૪–૧૮નો મહાન વિગ્રહ** થયો તેમાં હિન્દની જનતા અને રાજવીઓએ બ્રિટનને પડખે રહી માણસ અને પૈસાની અગાધ મદદ કરી. વળી આ લડાઈના વર્ષોમાં હિન્દી જનતાના માનસમાં પણ ક્રાંતિ થઈ હતી. પરદેશના સ્વતંત્રતાના વિચારોએ હિન્દી માંગ વધારી એટલે સમય વિચારી અંગ્રેજ રાજ્ય ધુરંધરોએ **૧૯૧૯ના ઓગસ્ટમાં હિન્દમાં જવાબદાર રાજતંત્ર સ્થાપવું એ એમનું ધ્યેય જાહેર કર્યું** અને યુદ્ધને અંતે સંતોષવાની જાહેરાત કરી.

યુદ્ધ અંતે **મોન્ટફર્ડ–રિફોર્મ્સ** મળ્યા, ધાર્યા કરતાં ઉંધુંજ થયું. આમાં **દ્વીમુખી પદ્ધતિ** દાખલ કરવામાં આવી. આથી હિન્દી જનતામાં અસંતોષ વધુ તિવ્ર થયો. છતાં ૧૯૧૯ના સુધારા ઠોકી બેસાડવામાં આવ્યા. કોંગ્રેસે હિન્દમાં આઝાદીનું આંદોલન વધારી દીધું. છેવટે પાર્લમેન્ટે ત્રણ ત્રણ **ગોળમેજી પરિષદો** બોલાવી. અંતે ૧૯૩૫નું ચાલુ બંધારણ આવ્યું.

૧૯૧૯ના અને ૧૯૩૫ના બંધારણના અગત્યના ફેરફારો અન્ય સ્થળે આપ્યાં છે.

## Q. 3. What is Federation ?

**સ. ૩. સમવાયતંત્ર એટલે શું ?**

એક ખંડના કે દેશના જુદા જુદા પ્રાંતો કે સ્વતંત્ર રાજ્યો વચ્ચે જ્યારે ઐતિહાસિક, ભૌગોલિક, ધાર્મિક, ભાષાની, રીતરિવાજની, સંસ્કૃતિની, **એકતા** હોય ત્યારે આ પ્રાંતો કે સ્વતંત્ર રાજ્યો એકત્રિત થાય છે, આમ એકત્રિત થવાને માટે ઉપરની બધીજ વસ્તુની જરૂર હોવી જ જોઇએ એમ કાંઇ નથી મુખ્યત્વે તેઓની વચ્ચે રાષ્ટ્રીયતાની **ભાવના** તિવ્ર હોવી જોઇએ.

આમ એકત્રિત થતી વખતે દરેક પ્રાંત પોતાને માટે પ્રાંતિક સ્વતંત્રતા સાચવી રાખી બધા પ્રાંતોની એક મધ્યસ્થ સરકાર ઉભી કરે છે. જે સરકાર પ્રાંતોને લગતા સામાન્ય પ્રશ્નોના ઉપર એકધારો અમલ ચલાવે છે. દરેક પ્રાંત પોતાના ક્ષેત્રમાં રહી કામ કરવાને સ્વતંત્ર હોય છે. મધ્યસ્થ સરકારના હક્ક, અને સત્તા પ્રાંતોએ પોતે આપેલા હોય છે અને તેને આધારેજ આ સરકારે કામ કરવાનું હોય છે. આ સત્તા બંધારણથી નિયંત્રિત અને નિશ્ચિત હોય છે. મધ્યસ્થ સરકાર પોતાને સોંપેલા ખાતા ઉપરાંત કોઇપણ જાતની ડખલગીરી પ્રાંતિક સરકારના વહીવટમાં કરતી નથી. પ્રાંતિક સરકાર પોતાના ક્ષેત્રમાં સંપૂર્ણ સ્વતંત્ર વહીવટ ચલાવે છે અને તેથીજ દરેક પ્રાંત પોતાની પ્રાંતિકતા સાચવી રાખી બધા પ્રાંતો સાથે મળી એક રાષ્ટ્રતા જીવંત રાખી શકે છે. જુદા જુદા પ્રાંતો મધ્યસ્થ સરકારને સહકાર આપે છે અને તેઓની વચ્ચે ઐક્ય અને સંપ પ્રવર્તે છે.

પ્રાંતો વચ્ચેના સંબંધ, હક્ક અને સત્તાની ખટપટોનો અને મધ્યસ્થ અને પ્રાંતિક સરકાર વચ્ચેની ખટપટોનો નિકાલ લાવવાને એક સંયુક્ત વરિષ્ટ અદાલત રાખવામાં આવે છે.

## Q. 4. What are the advantages of Federation ?

**સ. ૪. સમવાય તંત્રથી ફાયદો શો ?**

સમવાયતંત્રથી દરેક પ્રાંત પોતાની સ્વતંત્રતા સાચવી રાખી બીજા

પ્રાંતો સાથે મળી જ્યાં ઐતિહાસિક, ભૌગોલિક, ધાર્મિક, સંસ્કૃતિ વગેરેનું સામ્ય હોય ત્યાં **રાષ્ટ્રીયતાની ભાવના જીવંત** રાખી એક મજબુત અને મહાન રાષ્ટ્ર તરીકે જીવી શકે છે.

## Q. 5. What changes were introduced by 1919 Govt of India Act ?

સ. પ. ૧૯૧૯ના રાજ્યબંધારણના નોંધવા લાયક ફેરફારો જણાવો.

૧. હિન્દી વજીર, તેની સલાહકારી મંડળી (ઈંડિયા કૌન્સિલ) જેનો પગાર આજ સુધી હિન્દી તિજોરીમાંથી અપાતો હતો તે હવેથી ઈંગ્લંડની તિજોરીમાંથી આપવાનું ઠર્યું.

૨. ઈંડિયા કૌન્સિલમાં ત્રણ હિન્દી હોય એમ ઠર્યું.

૩. હાઈ કમીશનર, હિન્દી સરકાર માટે ખરીદી કરે, હિન્દી વિદ્યાર્થીઓની દેખભાળ રાખે અને તે બનતા સુધી હિન્દી હોય.

૪. હિન્દી રાજ્ય વહીવટમાં દ્વીમુખી રાજ્ય તંત્ર દાખલ કર્યું. જેથી અમુક ખાતાઓજ પ્રધાનોને સોંપાયા, જ્યારે મુખ્ય જવાબદારીવાળા ખાતાઓ ગવર્નર અને તેની કારોબારીના હાથમાં રાખવાનું ઠર્યું.

૫. પ્રાંતિક સરકારને પોતાની આવકનો ઉપયોગ કરવાનો અધિકાર મળ્યો. હવેથી તેણે મધ્યસ્થ સરકારને બધી આવક સુપરત કરવાનું જતું રહ્યું.

૬. ધારાસભાના સભ્યોને સવાલ પૂછવાની સ્વતંત્રતામાં વધારો કરવામાં આવ્યો.

૭. મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોના આવકના ક્ષેત્રો જુદા પાડવામાં આવ્યા.

૮. પ્રાંતિક સરકારની ધારાસભામાં બહુમતી હોય અને પ્રધાનો તથા કારોબારી મંજુર રાખે તેવા સોંપાયેલા વિષયના સુધારા ગવર્નર ના મંજુર ન કરી શકે તેમ ઠર્યું.

૯. ગવર્નર જનરલ અને ગવર્નરની સત્તામાં ઘણો વધારો કરવામાં આવ્યો.

૧૦. મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડને કર નાખવાની વધુ સત્તા અપાઈ. તેમજ તેના પ્રમુખ ચૂંટવાની સત્તા મળી.

૧૧. દર દશ વર્ષે એક શાહીકમીશન નીમી તેના અહેવાલ અને ભલામણ પ્રમાણે યોગ્ય ફેરફાર હિન્દી રાજ્ય તંત્રમાં કરવાનું નક્કી કરવામાં આવ્યું.

**Q. 6. What changes are introduced in the Indian Constitution by 1935 India Act. ?**

**સ. ૬. ૧૯૩૫ના બંધારણથી હિન્દના રાજ્યતંત્રમાં શો ફેરફાર થશે ?**

**૧. ઈંગ્લાંડમાં :**

હિન્દી વઝીરને મદદ કરવાને જે ઇંન્ડિયા કાઉન્સિલ છે તે રદ કરી તેને બદલે સલાહકારો નિમવામાં આવશે.

**૨. હિન્દમાં :**

**અ મધ્યસ્થ સરકારમાં** થએલ ફેરફારો.

બ્રિટિશ હિન્દની પ્રજામાંથી ચૂંટાએલા અને દેશી રાજાઓએ નિમેલા પ્રતિનિધિઓના બનેલા સમવાયતંત્રથી રાજ્યકારભાર ચાલશે.

મધ્યસ્થ સરકારના પ્રધાનોના હાથ નીચે લશ્કર, પરદેશ અને નાણાંખાતા સિવાયના બીજા ખાતાઓ આવશે. રેલ્વેના વહિવટનું ખાતુ વૉઇસરોયે નીમેલ સભ્યના હાથમાં રહેશે. જે અત્યાર સુધી વડી ધારાસભાના સભ્ય હસ્તક છે.

**બ પ્રાંતિક સરકારમાં** થએલ ફેરફાર.

પ્રાંતોને પોતાના વહીવટ માટે સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું છે. જેનો અમલ ૧લી એપ્રીલ ૧૯૩૭થી શરૂ થઇ ગયો છે. બધા ખાતાઓ પ્રધાનોના હાથમાં સોંપવામાં આવ્યા છે. કારોબારી ધારામંડળને જવાબદાર રહે તેવું તત્ત્વ દાખલ કરવામાં આવ્યું છે, એટલે પ્રાંતોમાં જવાબદાર રાજ્યતંત્રની શરૂઆત થઈ ગણાય.

[નોંધ : આમ મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોને બહોળા પ્રમાણમાં જવાબદારતંત્ર આપવામાં આવશે એમ બંધારણ બતાવે છે છતાં ગવર્નર જનરલ અને ગવર્નરોને વીટો, સર્ટીફીકેશન અને ઓર્ડીનન્સની બહોળી સત્તા આપવામાં આવી છે કે જેથી આ હાકેમો પ્રધાનોના કામમાં દખલગીરી કરી શકશે.]

૩. બ્રહ્મદેશ અને એડનને હિન્દથી જુદા પાડયા છે.
૪. સિંધ અને ઓરિસાના સ્વતંત્ર પ્રાંતો કર્યા છે.
૫. મતદારોની સંખ્યામાં વધારો કરવામાં આવ્યો છે.

**Q. 7. How does the British Parliament control the Indian affairs ?**

**સ. ૭. બ્રિટિશ પાર્લમેન્ટ હિન્દ ઉપર કેવી રીતે અંકુશ અને સત્તા રાખે છે?**

હિન્દના ઉપર બ્રિટિશ પાર્લમેન્ટ હિન્દી વજીર મારફતે દેખભાળ અને અંકુશ રાખે છે. ૧૮૫૮થી હિન્દનો વહીવટ પાર્લમેન્ટે હાથમાં લીધો ત્યારથી આજસુધીમાં ક્રમેક્રમે હિન્દીઓને રાજવહીવટમાં ભાગ આપવા માંડયો છે. છતાં આજે હજુ પાર્લમેન્ટનું ફરમાન આખરી છે.

મધ્યસ્થ ધારામંડળ કે પ્રાંતિક ધારામંડળની સત્તા નામનીજ છે. હિન્દી વજીર, વાઇસિરોય અને ગવર્નર ઉપર નાણાકીય અને બીજી બાબતોમાં વિશાળ સત્તા ભોગવે છે, એટલે પાર્લમેન્ટ સત્તા ભોગવે છે. હિન્દી વજીર, વાઇસિરોય કે ગવર્નર, પાર્લમેન્ટની મંજુરી સિવાય કંઇપણ ફેરફાર હિન્દી બંધારણમાં કે વહીવટમાં કરી શકતા નથી.

હિન્દી વજીર મારફત બ્રિટિશ પાર્લમેન્ટ પોતાને માથે હિન્દના રાજ્યતંત્રની આવી પડેલ જવાબદારી અદા કરે છે. હિન્દી વજીર પ્રતિવર્ષે અંદાજપત્ર તથા પ્રગતિ અને વિકાસનો હેવાલ રજુ કરે છે. જે ઉપર પાર્લમેન્ટ ચર્ચા કરી તેમજ હિન્દના પ્રશ્નોની સ્થિતિ જોઇ હિન્દનો વહીવટ સમાલે છે.

મોટા હાકેમોની નિમણુક પાર્લમેન્ટના હાથમાં છે. હિન્દના જવાબદારી વાળા ઓદ્ધાઓ પાર્લમેન્ટ પૂરે છે.

દરેક દશ વર્ષે હિન્દની રાજકીય પ્રગતિ જોઇ પાર્લમેન્ટ શાહી ક્મીશન નિમી તેના અહેવાલ ઉપરથી બંધારણ ઘડશે એવુ ૧૯૧૯ ના બંધારણથી નક્કિ થયું છે. તે આધારે ૧૯૩૫નું બંધારણ આપણી ઉપર પાર્લમેન્ટની સ્વેચ્છા અનુસાર લાદવામાં આવ્યું છે.

હિન્દીવજીર જે અંકુશ રાખે છે તે પાર્લમેન્ટના પ્રધાનમંડળનોજ એટલે કે પાર્લમેન્ટનો અંકુશ છે.

Q. 8. State in short the position of the Secretary of State for India in the British Cabinet and in Parliament ?

સ. ૮. હિન્દી વજીર ઇંગ્લંડના પ્રધાનમંડળમાં અને પાર્લામેન્ટમાં કેવો દરજ્જો ભોગવે છે તે જણાવો.

બ્રિટિશ પ્રધાનમંડળનો એક સભ્ય હિન્દનો રાજ્યવહીવટ સંભાળે છે. હિન્દમાં કેવી નીતિથી રાજ્ય કરવું તેમજ હિન્દના અનેક પ્રશ્નો બાબતમાં તે બ્રિટિશ પ્રધાનમંડળને માહિતી પુરી પાડે છે. તેની મારફત પાર્લમેન્ટ હિન્દી રાજ્યકારભાર પર દેખરેખ રાખે છે. **આ સભ્ય હિંદી વજીરના નામે ઓળખાય** છે જે પક્ષ પાર્લમેન્ટમાં બહુમતીમાં હોય છે તે પક્ષનો આ સભ્ય હોય છે, જ્યારે પણ બ્રિટિશ પ્રધાનમંડળ બદલાય છે ત્યારે તેને રાજીનામું આપવું પડે છે. હિન્દના લશ્કરી, મહેસુલી અને નાણાંકીય બાબતોના વહીવટમાં તે ઘણી સત્તા ધરાવે છે. મધ્યસ્થ તેમજ પ્રાંતિક સરકાર પાસે તેને જરૂર લાગે તે સર્વ માહિતી મંગાવી શકે છે. તેમજ પ્રાંતિક અને મધ્યસ્થ સરકાર પોતાના વહીવટ માટે હિન્દી વજીર મારફતે પાર્લમેન્ટને જવાબદાર રહે છે. **પ્રધાનમંડળ સામુદાયીક જવાબદારીથી** (CollectiveResponsibility) કામકાજ સંભાળે છે તેથી હિન્દી વજીરના પગલાને આમની સભા વખોડી કાઢે તો આખા બ્રિટિશ પ્રધાનમંડળને રાજીનામું આપવું પડે છે.

હિન્દી વજીર પ્રતિવર્ષ હિન્દનું અંદાજપત્ર તથા પ્રગતિનો હેવાલ પાર્લમેન્ટ આગળ રજુ કરે છે. હિન્દના ગવર્નરો, વડીઅદાલતોના ન્યાયધીશો તેમજ લશ્કરી અમલદારોની નિમણુંક બાબતમાં ખાસ કરીને સલાહ આપે છે. હિન્દી વજીરને પાર્લમેન્ટ તેમજ પ્રધાનમંડળ સાથે કામ કરવામાં મદદ કરવા **બે મંત્રીઓ** આપવામાં આવેલ હોય છે. એક **કાયમી** તેમજ એક પ્રધાનમંડળના **રાજકીય પક્ષનો** અને પાર્લમેન્ટનો સભ્ય હોય છે બીજો મંત્રી પ્રધાનમંડળ બદલાતા બદલાય છે. આ બે મંત્રીઓ હિન્દી વજીરને માહિતી પુરી પાડે છે. જે તે પાર્લમેન્ટને પુરી પાડે છે.

**Q, 9. State the position of the Secretary of State in new Constitution.**

સ. ૯. નવા રાજ્યબંધારણમાં હિન્દી વજીરનું સ્થાન કેવું છે તે જણાવો.

૧૯૩૫ના બંધારણથી મધ્યસ્થ સરકાર અને દેશી રાજ્યના ચૂંટાયલા સભ્યોનું સમુહતંત્ર બનશે, તેમજ પ્રાંતિક સરકારોને પ્રાંતિક સ્વાતંત્ર મળશે.

સમુહતંત્ર તથા પ્રાંતિક સ્વાતંત્ર આપવામાં આવે ત્યારે હિન્દી વજીરની જે દેખરેખની, અંકુશની અને નિયામક સત્તા છે (Powers of Suprintendence, Direction and control) તે ઢીલી થાય એ સ્વભાવિક છે, અને હિન્દી સરકાર સ્વતંત્ર બને એમ આપણને લાગે છે. પરંતુ વસ્તુસ્થિતિ જુદીજ છે. જે દેખાય છે તે સત્ય નથી. ખરી રીતે મૂળ પરિસ્થિતિમાં કાંઈ ફરજ પડતોજ નથી.

જ્યારે જ્યારે ગવર્નર જનરલ તેમજ ગવર્નરને પોતાના મત પ્રમાણે કે મરજી પ્રમાણે કામ કરવાનું હોય છે ત્યારે તેઓને હિન્દી વજીરના અધિકાર નીચે આવવું પડે છે. પરદેશખાતુ, સંરક્ષણખાતુ, રાજકીય-ખાતુ હિન્દી વજીરની દેખરેખ નીચે રાખવામાં આવ્યા છે. વળી સનંદી નોકરી, ફેડરલ રેલ્વે ઓથોરિટી, રિઝર્વ બેન્ક વગેરે પર પણ પોતે પોતાની હકુમત ચલાવી શકે છે. એકંદરે હિન્દી વજીર પોતાના વિચારો હિન્દી રાજ્યવહીવટ ઉપર લાદી શકે છે.

ઉપરની સઘળી સ્થિતિ જોતાં હિન્દી વજીર હિન્દના બંધારણમાં ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે.

**Q. 10. Describe the relation between the Secretary of State and the Governor General.**

સ. ૧૦. હિન્દી વજીર અને ગવર્નર જનરલ વચ્ચેનો સંબંધ ટૂંકમાં જણાવો.

ગવર્નર જનરલ હિન્દી વજીરને હિન્દના સર્વ વહીવટ માટે જવાબદાર રહે છે. અને હિન્દી વજીરના હુકમ અને આજ્ઞાને માન આપે છે. જ્યારે પણ બન્ને વચ્ચે મતભેદ થાય તો હિન્દી વજીરનો મત કબુલ કરવો પડે છે, આને

જો ગવર્નર જનરલને ના કબુલ હોય તો રાજીનામુ મુકવુ પડે છે. પણ ખરી રીતે ગવર્નર જનરલ હિન્દમાં અને બનાવોના સીધા સંબંધમાં હોવાથી એનો અભિપ્રાય વધારે વજનદાર ગણાય છે અને હિન્દી વજીર ગવર્નર જનરલના મત પ્રમાણે મોટે ભાગે કામ કરે છે. જ્યાં જ્યાં ગવર્નર જનરલને પોતાના **સ્વનિર્ણય અને મરજી પ્રમાણે** ફરજ અદા કરવાની હોય છે. ત્યાં હિન્દી વજીરની સૂચનાનું એને પાલન કરવાનું હોય છે. આથી નવા બંધારણમાં હિન્દી વજીરની નિમાયક સત્તામાં કાંઈ ઘટાડો થતો નથી. એને એટલું જ જોવાનું રહે છે કે ગવર્નર જનરલ **આજ્ઞાપત્રનું** ( Instrument of Intruction ) ઉલંઘન કરતા નથી.

લશ્કર, પરદેશ અને રાજકીય ખાતા ઉપર ગવર્નર જનરલ મારફતે હિન્દી વજીર સત્તા ચલાવે છે. આથી હિન્દી વજીરનો તેની સાથેનો સંબંધ નિકટનો છે.

## Q. 11. Write a note on the India Council.

સ. ૧૧. ઇન્ડિયા કાઉન્સીલ પર ટુંક નોંધ લખો.

**૧૮૫૮ના સુવ્યવસ્થિત રાજ્યતંત્રના** કાયદા મુજબ હિન્દી વજીરની નિમણુંક કરવામાં આવે છે અને તે કાયદા પ્રમાણે હિન્દી વજીરને મદદ કરવા પંદર સભ્યોની એક કચેરી આપવામાં આવી હતી તેને India Council કહેવામાં આવતી. આ કચેરી તદન **બીનજરૂરી** અને પ્રગતિ વિરોધી તત્ત્વની બનતી હતી તેથી હિન્દમાં અસંતોષ હતો. ૧૯૩૫ના બંધારણમાં આ **કચેરી નાબુદ** કરી હિન્દી વજીરને સલાહકાર મંડળ આપવામાં આવ્યું છે. ૧લી એપ્રીલ ૧૯૩૭થી આ ઇન્ડિયા કાઉન્સીલ નાબુદ કરી સલાહકાર મંડળ મદદમાં આવ્યું છે.

## Q. 12. Write in short a note on The New Advisory Body of the Secretary of State.

સ. ૧૨. હિન્દી વજીરના સલાહકાર મંડળ ઉપર નોંધ લખો.

હિન્દી વજીરની કચેરી નાબુદ કરી તેની જગાએ ૧૯૩૫ના બંધારણ

મુજબ ૩ અને વધુમાં વધુ ૬ સભ્યોનું એક મંડળ તેને સલાહ આપવા બનાવવામાં આવ્યું છે. તેની નિમણુંક હિન્દી વજીર કરે છે, તેમાં એક યા બે હિન્દી રહે છે, જેમણે હિન્દમાં ઓછામાં ઓછા દશ વર્ષ સતત્ વસવાટ કર્યો હોય તેવા ઓછામાં ઓછા અડધા સભ્યો આ મંડળમાં હોવા જોઇએ અને તેઓએ હિન્દની નોકરી છોડયાને બેથી વધુ વર્ષ થયા ન હોવા જોઇએ. આ સલાહકારો પાર્લમેન્ટના સભ્યો ન થઈ શકે. માનસિક કે શારીરિક બીન લાયકાત ઉપર હિન્દી વજીર ગમે તે સભ્યને ખસેડી શકે છે. દરેક સભ્યને વાર્ષિક ૧૩૫૦ પૌન્ડ અને હિન્દી સભ્યને ૬૦૦ પૌન્ડ વધુ વેતન તરીકે મળે છે.

હિન્દી વજીર સલાહકારોને એક સાથે કે જુદાજુદા સલાહ માટે બોલાવી શકે છે, સનંદી નોકરોની નિમણુંક અને હિન્દી મહેસુલના ઉપયોગ સિવાયની બાબતમાં હિન્દી વજીર પોતાની મરજી પ્રમાણે વર્તી શકે છે.

સલાહકારો, હિન્દી વજીર અને ઇન્ડિઆ ઓફીસનો બધો ખર્ચ ઇગ્લંડની તિજોરીમાંથી આપવામાં આવે છે. આમ કરવાનું ધ્યેય એ છે કે પાર્લમેન્ટ અને ઇંગ્લંડની પ્રજા હિન્દી પ્રશ્નોમાં રસ લેતી થાય.

**Q. 13. Write short notes on the High Commisioner for India and his duties.**

**સ. ૧૩. હાઈ કમીશનરની સત્તા, ફરજ અને નિમણુક ઉપર ટુંક નોંધ લખો.**

હાઇકિમીશનરના હોદ્દાની શરૂઆત ૧૯૧૯ના બંધારણથી કરવામાં આવી છે. હિન્દી સરકારને પરદેશ અને ખાસ કરીને ઇંગ્લંડ પાસે વારંવાર **ખરીદી** કરવાની હોય છે. ૧૯૧૯ સુધી ઇન્ડિયા કૌન્સિલ આ ખરીદી કરતી હતી અને તેમાં ઉંચા ભાવે ઇંગ્લંડના માલને પસંદગી આપવામાં આવતી તેથી હિન્દમાં અસંતોષ થતો. આથી કરીને એક ખાસ હાઈ કમીશનરની નીમણુક કરવામાં આવે છે.

નવા ૧૯૩૫ના બંધારણમાં પણ હાઇકિમીશનર ને હિન્દી સરકારના

ખરીદી માટેના એજન્ટ તરીકેની ફરજ સોંપાયલી છે. તેણે હિન્દી હિતોને સાચવવાના છે અને હિન્દને ફાયદો થાય તે પ્રમાણે ગવર્નર જનરલની આજ્ઞા અને સલાહ પ્રમાણે ખરીદી કરવાની છે. તેઓ હિન્દી સરકારને જવાબદાર છે. ઉપરાંત ઇંગ્લંડમાંના હિન્દી **વિદ્યાર્થીઓની દેખભાળ** રાખવાની હોય છે અને નવા **સનંદી અમલદારોને** શિક્ષણ આપવાનું હોય છે.

પ્રાંતિક સરકાર અને મધ્યસ્થ સરકારના તરફથી એને ખરીદી કરવાની હોય છે. સામ્રાજ્યના કે આંતર રાષ્ટ્રીય મેળાવડા કે કમીટીમાં તે હિંદના પ્રતિનિધિ તરીકે હાજરી આપે છે.

હાઇકમીશનરની નિમણુક, પગાર અને પસંદગી ગવર્નર જનરલના સ્વનિર્ણય અને મરજી ઉપર છોડવામાં આવ્યા છે. તેમજ તેણે પોતાની ફરજ ગવર્નર જનરલની આજ્ઞા પ્રમાણે બજાવવાની હોય છે.

Q. 14. Sate in short the rights, powers and functions of the Governor General.

સ. ૧૪. ગવર્નર જનરલ તેના હક્કો, સત્તા અને અધિકાર જણાવો.

અથવા

"દુનિયાના કોઇપણ દેશના મોટામાં મોટા હાકેમ કરતાં હિન્દના ગવર્નર જનરલની સત્તા વધારે અને અબાધિત છે" સમર્થન કરો.

ગવર્નર જનરલની નિમણુક શહેનશાહ જાતે પાર્લમેન્ટની અનુમતીથી કરે છે. સાધારણ રીતે ગવર્નર જનરલ ઉમરાવ વર્ગમાથી આવે છે, અને તેને થોડો ઘણો વહીવટી અનુભવ હોય છે. તેની નિમણુંક **પાંચ વર્ષ** માટે હોય છે. અને તે દરમ્યાન તે વધુમાં વધુ એક સાથે ચાર માસ માટે હિન્દ બહાર રજા પર જઇ શકે છે. તેનો વાર્ષિક **પગાર ૨૫૦૮૦૦** રૂપીઆનો હોય છે. અને આ ઉપરાંત તેને ભથ્થા, મુસાફરી પરોણાગત વગેરેનો ખર્ચ **હિન્દી તીજોરીમાંથી** મળે છે. ઇંગ્લંડનાં રાજકીય પક્ષોની ચઢતી પડતી સાથે તેને પોતાનુ રાજીનામુ આપવાનુ રહેતુ નથી. તે શહેનશાહનો હિન્દમાંનો પ્રતિનિધિ છે. અને શહેનશાહને મળતો બધો મરતબો અને ભેટ એને મળે છે.

વાઈસરોય તરીકે ઇલ્કાબ આપવાનો, ગુન્હેગારને દયા અને માફી આપવાનો હક્ક તે ધરાવે છે.

૧૯૩૫ના નવા બંધારણથી ગવર્નરો ઉપરની એની સત્તા ઓછી થઈ છે. કારણ કે પ્રાંતોને પ્રાંતિક સ્વાતંત્ર મળ્યું છે અને ગવર્નરો સીધા પાર્લમેન્ટના અંકુશ નીચે મૂકાયા છે.

સમવાય તંત્રની ધારાસભા બોલાવવાની, વિખેરવાની, મુલતવી રાખવાની સત્તા એ ભોગવે છે.

**અનામત રાખેલા વિષયો** (દા. સંરક્ષણ, સરહદના પ્રશ્નો, ધાર્મિક, પરદેશ ખાતું) નાણાંકીય બાબતોમાં, તે **નિરંકુશ સત્તા** ભોગવે છે. અને પોતાની મરજી પ્રમાણે વહીવટ ચલાવે છે.

**સુપ્રત કરેલ વિષયોમાં** કારોબારીની સલાહ લે છે. બને ત્યાં સુધી અવગણના નથી કરતાં પણ જ્યારે સુલેહશાંતિનો પ્રશ્ન હોય છે ત્યારે તે અવગણના કરી શકે છે.

**નાણાંની બાબતોને** સંયુક્ત ધારામંડળમાં રજુ કરતા પહેલા ગવર્નર જનરલની પરવાનગી લેવાની હોય છે. અંદાજપત્રમાં votable અને non-votable એવી બે પ્રકારની વિગતો હોય છે. non-votable પર ધારામંડળને મત આપવાનો હોતો નથી તેમાં કાપ પણ મુકી શકાતો નથી. તે સર્વ સત્તા ગવર્નર જનરલને આપવામાં આવી છે. આવી non-votable વિગતો અંદાજ પત્રમાં ૮૦ ટકા હોય છે. જ્યારે બાકીની ૨૦ ટકા votable માં ધારામંડળને ( Federal legislature ) મત આપવાનો હક હોય છે. છતાં પણ ગવર્નર જનરલને આ ૨૦ ટકામાં આર્થિક સચીવની માંગણીથી ફેરફાર કરવાનો હક્ક છે.

દેશની સુલેહ શાંતિ જોખમમાં છે એમ ગવર્નર જનરલને લાગે તો પોતે જાતે પોતાની સત્તાને આધારે વટહુકમો (Ordinances) કાઢી સર્વ સત્તા પોતાને હસ્તક લઈ ( Federal Court ) સિવાય પ્રધાનો અને ધારામંડળ સિવાય ૭ માસ સુધી રાજ્ય ચલાવી શકે છે અને તે ઉપરાંત પાર્લમેન્ટ પાસે છ છ માસ કરી ત્રણ વર્ષ સુધી રાજ્ય ચલાવવાની રજા માંગી શકે છે. બ્રિટન અને બ્રહ્મદેશના વેપાર, યુરોપી-

અનોના વેપારી હક્કોના રક્ષણ, લઘુમતી કોમોના હક્ક, ધાર્મિક કલહ અટકાવવા, હિંદની શાંતિ, જાહેર સલામતી, દેશી રાજાઓની સલામતી અને તેમના હક્કો આ બાબતોમાં ગવર્નર જનરલને પોતાની મરજી પ્રમાણે વર્તવાની સત્તા છે.

Q. 15. Enumerate briefly the special responsibilities of the Governor-General.

સ ૧૫ ગવર્નર જનરલની ખાસ જવાબદારીઓ જણાવો.

૧. હિંદ આખાની કે તેના કોઇ ભાગની સુલેહશાંતિને જોખમમાં આવી પડતી અટકાવવી.

૨. સમવાયતંત્રની સરકારની આર્થિક સ્થિરતા અને શાખ જાળવવી.

૩. લઘુમતી કોમોનાં કાયદેસરના હક્કોને રક્ષવા.

૪. સનંદી નોકરોના હક્ક અને હિતને સંભાળવવા.

૫. ગ્રેટ બ્રિટનમાંથી હિંદ આવતા માલ અને તેના વેપારને હિંદી ધારા-મંડળના પગલાથી ધોકો પહોંચતો અટકાવવાની યોજના કરવી.

૬. હિંદના દેશી રજવાડાના હક્ક અને દરજ્જાને સંભાળવા.

૭. જે કામો અંગત મરજી અને મત પ્રમાણે કરાવવાના છે તે કામો નિર્વિઘ્ને પાર કરાવવા.

Q. 16. Is dyarchy introduced in the Federation of India ?

સ. ૧૬. હિન્દના સમવાય તંત્રમાં દ્વિમુખી પદ્ધતિ દાખલ કરવામાં આવી છે ?

૧૯૩૫ના કાયદામાં ક્યાંય એમ જણાવવામાં આવ્યું નથી કે હિન્દમાં દ્વિમુખી પદ્ધતિ દાખલ કરવામાં આવશે. જ્યાં સુધી સમવાય તંત્ર મધ્યસ્થ સરકારમાં દાખલ થાય નહિ ત્યાં સુધી આનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. દ્વિમુખી પદ્ધતિનુ નામનિશાન નવા બંધારણમાં નથી, આમ સાધારણ સ્થિતિ લાગે છે પણ વસ્તુતઃ આખા બંધારણના અભ્યાસ પરથી દેખાય આવે છે કે વિષયોનાં બે ભાગ પાડી નાખવામાં આવ્યા છે, અનામત

વષયો (Reserved Subjects) અને સુપ્રત કરેલા વિષયો (Tranferred Subjects)

**આ અનામત વિષયોમાં** સરંક્ષણ (Defence), પરદેશ ખાતુ (foreignpolicy),ધાર્મિક બાબતો (Ecelestastical affairs), સરહદ પરની ટોળીના વહીવટનો સમાવેશ થાંય છે. અને તેનો ગવર્નર જનરલ જાતે પોતે અથવા પોતાના સલાહકારોની મદદથી વહીવટ કરશે, અને આ માટે ગવર્નર જનરલ ધારામંડળને જવાબદાર રહેશે નહિ.

**સુપ્રત કરેલા વિષયો** પ્રધાનોની મદદ અને સલાહથી ચલાવશે. પ્રધાનો ધારાસભાને જવાબદાર રહેશે. અને ગવર્નર જનરલ સાધારણ સંજોગોમાં તેમની સલાહ પ્રમાણે વર્તશે પણ અસાધારણ સંજોગોમાં તેમની વિરૂદ્ધ જઈ શકશે.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે દ્વિમુખી પદ્ધતિ મધ્યસ્થ સરકારના સમવાયતંત્રમાં પણ છે.

Q. 17. Give in short the legislative powers which are excercised by the Governor General.

સ. ૧૭. ગવર્નર જનરલની કાયદા ઘડવાની સત્તા જણાવો.

૧૯૧૯ના કાયદા પ્રમાણે ગવર્નર જનરલને જે સત્તાઓ આપવામાં આવી હતી તે સર્વ સત્તા નવા કાયદાથી આપવામાં આવી છે.

ઉપલા કાયદા પ્રમાણે જ્યારે પણ ધારામંડળની બેઠક ચાલુ ન હોય અને હિંદની સુલેહ શાંતિ જોખમમાં લાગે ત્યારે ગવર્નર જનરલને વટહુકમો (Ordinances) કાઢવાની સત્તા આપવામાં આવી છે પણ આવા વટહુકમો ધારામંડળની બેઠક મળે ત્યારથી છ અઠવાડીયાને અંતે રદ થએલ ગણાશે.

આ બધા વટહુકમો વિધિપૂર્વક પસાર થએલ કાયદા ગણાશે.

વળી જ્યારે ધારામંડળની બેઠક ચાલુ હોય ત્યારે હિંદના હિત માટે જો જરૂર જણાય તો વટહુકમો કાઢી રાજ્યતંત્ર ગવર્નર જનરલ ચલાવી શકે છે અને આવા વટહુકમોનો છ મહિના સુધી વધુમાં વધુ અમલ રહેશે પાર્લમેન્ટ વટહુકમોનો અમલ ત્રણ વર્ષનો કરી શકે છે.

કોઈપણ ખરડો કે જેને ધારામંડળે ઉડાડી મૂકેલ હશે તેને ગવર્નર જનરલ પોતાના "ખાસ" હકકથી બહાલી આપી સંપૂર્ણ કાયદાનું રૂપ આપી શકશે.

અસાધારણ સંજોગોમાં પોતાની ફરજ યોગ્ય રીતે અદા કરવાને ખાસ કાયદા ઘડવાની સત્તા ગવર્નર જનરલને આપવામાં આવી છે આવા કાયદાઓ Governor General's Act તરીકે ઓળખાશે.

Q. 18. Give the Governor General's Finnacial powers.

સ. ૧૮. ગવર્નર જનરલની નાણાંકિય વિષયમાં શું સત્તા છે તે જણાવો.

પોતાને સોંપાયલી ખાસ જવાબદારીઓ (જવાબ નં. ૧૫માં જણાવેલ) અદા કરવાને ગર્વનર જનરલને ધારામંડળના વિરૂદ્ધ પોતાના સ્વનિર્ણય ઉપર ખર્ચ કરવાની સત્તા છે.

અંદાજપત્રનો મોટો ભાગ non votable વિગતનો છે. જે ૨૦ ટકા જેટલી votable છે તેમાં પણ આર્થિક સલાહકારની સલાહ પ્રમાણે જરૂર જણાયે સ્વનિર્ણય ઉપર ધારામંડળ વિરૂધ્ધ જવાની સત્તા ગવર્નર જનરલને છે.

નાણાંકીય બાબતો ગવર્નર જનરલની પરવાનગી સિવાય ધારા-મંડળમાં રજુ જ ન થઈ શકે એવી વ્યવસ્થા છે.

નવા કર વેરાને ધારામંડળથી વિરૂદ્ધ જઈ ગવર્નર જનરલ બહાલી આપી શકે છે.

Q. 19. Write a note on Federal Executive.

or

Describe the composition and powers of the Federal Executive of the Governor General according to 1935 Act.

સ. ૧૯. ગવર્નર જનરલની કારોબારી સભાનું બંધારણ. કાર્યક્ષેત્ર અને સત્તા વિષે લખો.

૧૯૩૫ના બંધારણથી કારોબારીની સત્તા લગભગ ગવર્નર જનરલના હાથમાં છે. આગળ પ્રશ્નમાં આપણે જોઈ ગયા કે મધ્યસ્થ સરકારમાં અનામત અને સુપ્રત એમ બે પ્રકારના ભાગો પાડી નાખવામાં આવશે.

**अ. અનામતની** બધી કારોબારી ગવર્નર જનરલ જાતે પોતે કરશે (દા. સંરક્ષણ; પરદેશ ખાતુ; સરહદના પ્રશ્નો; ધાર્મિક.) આ અનામત વિષયોમાં તે કોઈની સલાહ કે મદદ લેવા બંધાયલા નથી. એટલે અનામત વિષયોનો વહીવટ એ કારોબારીનો એક ભાગ થાય છે. આ અનામત ખાતાઓનો બધો વહીવટ સંભાળવાને અનેક કામને લીધે તેમને સમય હોતો નથી તેથી તેઓ ત્રણ **સલાહકાર** નિમશે. અને આ ત્રણ સલાહકારોની મદદથી અનામતખાતાનો વહીવટ ચલાવશે. પણ ગવર્નર જનરલ આ સલાહકારોની સલાહ લેવા બંધાયલા નથી. આ સલાહકારો સંયુક્ત ધારા મંડળની (federal legislative) બન્ને સભામાં (Council of State: Federal Assembly) બેસી શકશે પણ તેઓને મત આપવાનો અધિકાર રહેશે નહિ.

**ब. સુપ્રત કરેલા** વિષયોનો વહીવટ ગવર્નર જનરલ સંયુક્ત ધારામંડળના (Federal legislative) બહુમતીવાળા પક્ષના સભ્યોના બનેલ **પ્રધાન** મંડળની સલાહ અને મદદથી ચલાવશે. તેઓ ધારાસભાને જવાબદાર રહેશે અને સુપ્રત કરેલ ખાતાઓમાંથી એક એકનો વહીવટ સંભાળશે. આ સુપ્રત કરેલ ખાતાઓના વહીવટમાં ગવર્નર જનરલ પ્રધાનોની સલાહ લેવાને ફરજીયાત બંધાયલા રહેશે.

अ અને ब મળીને ગવર્નર જનરલની કારોબારી બનશે. અને તે અનામત અને સુપ્રત વિષયોનો વહીવટ ચલાવશે. આમ છતાં સુપ્રત વિષયોમાં ગવર્નર જનરલને ડખલગીરી કરવાને બહોળી સત્તા આપવામાં આવી છે. ગવર્નર જનરલ પોતે સ્વનિર્ણય (Individual Judgement) અને પોતાના મત પ્રમાણે ( in his discretion ) એમ બે રીતે અનુક્રમે સુપ્રત અને અનામત વિષયોમાં પ્રધાનો અને સલાહકારોથી વિરૂદ્ધ પગલુ લઈ શકશે.

**Q. 20. Give in short the relations of the Governor General with (1) his Counsellors and (2) his Ministers.**

સ. ૨૦. ગવર્નર જનરલનો તેના (૧) સલાહકારો અને (૨) પ્રધાનો સાથેનો સંબંધ જણાવો.

**(૧) સલાહકારો:** નવા બંધારણમાં ક્યાંય દ્વિમુખી પદ્ધતિનો નિર્દેશ કરવામાં આવ્યો નથી છતાં વસ્તુત મધ્યસ્થ સમવાયતંત્રમાં દ્વિમુખી પદ્ધતિ અખત્યાર કરવામાં આવી છે. જે જે વિષયો ગવર્નર જનરલના હાથમાં અને તેના સ્વનિર્ણય અને તેના પોતાના મત પર છોડવામાં આવ્યા છે તેવા અનામત વિષયોમાં તેઓ જાતે પોતાના સલાહકારો મારફતે વહીવટ કરે એમ છે.

આ સલાહકારોનો પગાર અને હોદ્દાની શરતો શહેનશાહ પોતાની કાઉન્સીલની સલાહથી નક્કી કરશે. તેઓ વહીવટ માટે ગવર્નર જનરલને જવાબદાર રહેશે. ધારામંડળને કોઇપણ રીતે જવાબદાર રહેશે નહિ. આ સલાહકારોના વહીવટમાં ગવર્નર જનરલ પોતે મરજી પ્રમાણે અને જરૂર પડે દખલ કરી શકે છે આ ત્રણ સલાહકરો પોતાના પદસિદ્ધ (Exofficio) હક્કને લીધે ધારામંડળમાં બેસશે પણ મત આપવાનો અધિકાર ન ભોગવશે.

(૨) **પ્રધાનો:** જે જે વિષયો સુપ્રત કરવામાં આવ્યા છે તેનો સદંતર વહીવટ પ્રધાનમંડળને સોંપવામાં આવશે. આ પ્રધાનમંડળ ધારાસભાના બહુમતીવાળા પક્ષમાંથી ( લઘુમતી પક્ષના હક્ક ધ્યાનમાં રાખી ) ગવર્નર જનરલ વધુમાં વધુ દશ સભ્યોનું બનાવશે. દરેક પ્રધાન સુપ્રત કરેલા ખાતાનો વહીવટ ચલાવશે અને ધારાસભાને જવાબદાર રહેશે.

સુપ્રત કરેલ વિષયોનો વહીવટ જો કે પ્રધાનો સમાલશે છતાં ગવર્નર જનરલને બધા ખાતા ઉપર દેખરેખ રાખવાની રહેશે અને જરૂર પડે તેઓ પ્રધાનોની વિરૂધ્ધ વહીવટ પોતે લઈ શકશે. સુપ્રત કરેલા વિષયોમાં પ્રધાનમંડળની સલાહ લેવાને ગવર્નર જનરલ બંધાયલા રહેશે. આ પ્રધાનમંડળને વિખેરી નાંખવાનો, તેના પગારનો અને તેમની મુદતનો સર્વ અધિકાર ગવર્નર જનરલ હસ્તક રહેશે. પગાર ધારાસભા નક્કી કરશે પણ તેમાં તે કાપ મૂકી શકશે નહિ.

Q. 21. Give the position and powers enjoyed and executed by the Executive Council of the Governor General according to 1919 Act.

સ. ૨૧. ૧૯૧૯ના બંધારણ પ્રમાણે ગવર્નરની જનરલની કારોબારી સભાનું કાર્યક્ષેત્ર અને સત્તા જણાવો.

જ્યાં સુધી સમવાય તંત્ર મધ્યની સરકારમાં દાખલ ન થાય ત્યાં સુધી ગવર્નર જનરલ આપણે આગળ જોઈ ગયા તે પ્રમાણે કારોબારીની મદદ અને સલાહથી હિન્દી રાજ્ય વહીવટ ચલાવે છે.

આ સભામાં આઠથી વધુ સભ્યો હોય છે. સેનાપતિ તેના પદસિદ્ધ (Exofficio) સભાસદ હોય છે. આ સભાની સત્તા બહોળી છે. તે (૧) માલ મિલ્કત ખરીદી, વેચી કે ગીરો મૂકી શકે છે (૨) હિન્દી વજીરની સલાહ અને અનુમતિથી લોન લઈ કે આપી શકે છે. (૩) નવા પ્રાંત બનાવી ત્યાંના ગવર્નરની કારોબારીની નિમણૂક કરી શકે છે. (૪) આખરી પ્રસંગે પરદેશના હુમલા સામે બચાવ માટે યુદ્ધ જાહેર કરી શકે છે. (૫) હાઈકોર્ટોમાં વધારાના ન્યાયાધીશો નીમી શકે છે.

આ સભ્યોના હાથમાં નીચે મુજબ **આઠ ખાતાઓ** રહે છે.

(૧) ગવર્નર જનરલ **પરદેશ ખાતુ** સમાલે છે. જેમાં દેશી રાજ્યો સાથેનો સંબંધ, હિન્દની સરહદના પ્રશ્નો, પરરાજ્યોનો સંબંધ અને કમીશનરના પ્રાંતો પરના અંકુશનો સમાવેશ થાય છે.

(૨) સેનાધિપતિ **લશ્કર ખાતુ** સમાલે છે.

(૩) ખજાનચી **નાણાંખાતુ** સંભાળે છે. જેમાં શરાફી, હુંડીઆમણ, સરકારી પેન્શન, જકાત, ખંડણી, જાહેર દેવું, લોન, સનંદી નોકરોનો પગાર અને પેન્શનનો સમાવેશ થાય છે.

(૪) **સ્વદેશ ખાતુઃ**–સુલેહશાંતિ, પોલીસ, જેલ, સનંદી નોકરી અને દેશની આંતરિક વ્યવસ્થા સંભાળે છે.

(૫) **રેલ્વે અને વ્યવહાર ખાતુંઃ**–દેશની અંદરની રેલ્વેઓ સંભાળે છે. અને વેપારને ઉત્તેજન મળે તે પ્રમાણે વ્યાપારીઓને મદદ કરે છે.

(૬) **ખેતી મહેસુલ અને જાહેર બાંધકામ ખાતું:**–ખેતીવાડી તેની ઉપજ અને દુકાળને લગતું કામકાજ આ ખાતુ સમાલે છે.

(૭) **ધારા ખાતુ:**–કાયદા ઘડવા માટે ખરડા તૈયાર કરે છે.

(૮) **સરકારી અને કેળવણી ખાતુ:**–કેળવણી, સ્થાનિક સ્વરાજ અને તંદુરસ્તી ઉપર ધ્યાન આપે છે.

(૯) **વ્યાપાર અને મજુર ખાતુ:**–હુન્નર ઉદ્યોગ અને મજુરના હિત સમાલે છે.

જ્યાં સુધી સમવાયતંત્રનો અમલ શરૂ થયો નથી ત્યાં સુધી આ કારોબારી કારભાર કરશે. પછીથી સમવાય તંત્રની કારોબારી (Federal Executive) કારભાર કરશે. તેના હક્ક અને સત્તા અન્ય જગાએ આપ્યા છે.

Q.22. What is meant by the Federal Legislature ?

સ. ૨૨. મધ્યસ્થ અથવા સમવાયતંત્રી અથવા સમુહતંત્રી ધારામંડળના અંગો કયા ?

મધ્યસ્થ ધારામંડળના ત્રણ અંગો છે. (૧) શહેનશાહ:–**ગવર્નર જનરલ** જેમના પ્રતિનિધિ તરીકે છે. (૨) **રાજસભા** (Council of State; Upper House) (૩) **લોકસભા,** ધારાસભા (Federal Assembly; Lower House).

Q. 23. Write a note on the compostion of the Council of State ?

સ. ૨૩. રાજસભાનું બંધારણ તેની સત્તા અને તેના હક્ક વિષે ટૂંકમાં જણાવો.

રાજસભા ૨૬૦ સભ્યોની બનેલી હશે. તેમાં ત્રણ રીતે સભ્યો આવશે. **अ** સીધી ચૂંટણીથી, **ब** પરોક્ષ ચૂંટણીથી, **क** પસંદગીથી.

**अ સીધી ચૂંટણી** કોમી ધોરણ પર બ્રિટિશ હિન્દના ઇલાકા અને કમીશનરીમાં થશે. સીધી કોમી ચૂંટણીથી ૧૨૮ સભ્યો ચૂંટાશે.

**ब પરોક્ષ કે આડકતરી** (Indirect) ચૂંટણીથી ૭ યૂરોપીઅનો, ૨ હિન્દી ખ્રિસ્તી. ૧ એંગ્લો–ઈન્ડીઅન ૬ શેડયુલ્ડ જાતીના અને ૬ સ્ત્રીઓ, એટલે કુલ્લે ૨૨ સભ્યો ચૂંટાશે. [૬ શેડયુલ્ડ (પછાત) જાતીના સભ્યો પ્રાંતિક ધારાસભાના ચૂંટાયલા સભ્યોમાંથી તેઓ પસંદ કરી મોકલશે.]

સીધી ચૂંટણી અને પરોક્ષ ચૂંટણીના કુલ્લે ૧૫૦ (૧૨૮+૨૨) સભ્યો બ્રિટિશ હિન્દમાંથી ચૂંટાશે. અને બીજા ૬ ગવર્નર જનરલ પોતે બ્રિટિશ હિન્દમાંથી પસંદ કરશે. એટલે એકંદરે બ્રિટિશ હિન્દના ૧૫૬ સભ્યો થશે.

**क પસંદગીના ધોરણે** ૧૦૪ સભ્યો રાજા રજવાડા મોકલશે. આ પસંદગીમાં પ્રજાને હક્ક આપવો કે નહિ તે રાજાની પોતાની મરજી ઉપર રહેશે.

બ્રિટિશ હિન્દમાં ભારે માલમિલ્કત તથા કર ભરનારાઓને મત આપવાનો અધિકાર રહેશે.

પોતાના પ્રમુખની પસંદગી રાજસભા પોતે કરશે. રાજસભામાંથી દરેક ત્રણ વર્ષે ⅓ સભ્યો નિવૃત્ત થશે. આ સભાને ગવર્નર જનરલ વિસર્જન કરી શકશે નહિ ગવર્નર જનરલ નિયુક્ત ૭ સભ્યો સિવાય બીજા સરકાર નિમેલા કોઈ ન હશે.

ગવર્નર જનરલના સલાહકારો પદસિદ્ધ (Exofficio) હક્કથી આ સભામાં બેસી શકશે પણ મત ન આપી શકશે.

## Q. 24. Write a note on the composition of the Federal Assembly.

સ. ૨૪. મધ્યસ્થ લોકસભાનું બંધારણ જણાવો.

મધ્યસ્થલોકસભામાં ૩૭૫ સભ્યો બેસશે, જેમાંથી ૨૫૦ બ્રિટિશ હિન્દના ચૂંટાયલા સભ્યો રહેશે જ્યારે ૧૨૫ દેશી રજવાડાના પ્રતિનિધિ રહેશે. આ સભા ગવર્નર જનરલ વહેલી બરખાસ્ત ન કરશે તો વધુમાં વધુ પાંચ વર્ષ માટે બેસી શકશે. ગવર્નર જનરલને આ સભા બોલાવવાનો, મુલ્તવી રાખવાનો અને બરખાસ્ત કરવાનો હક્ક હશે.

બ્રિટિશ હિન્દના જે ૨૫૦ સભ્યો લોકસભામાં બેસશે તે કોમીય તેમજ ખાસ હિતોનું (special interest) પ્રતિનિધિત્વ રહે તે પ્રમાણે પરોક્ષ રીતે પ્રાંતોમાંથી ચૂંટાઈને આવશે.

પ્રાંતિક સરકારની ધારાસભા માટે જે સભ્યો ચૂંટવામાં આવશે તેમાંથી મધ્યસ્થ લોકસભા માટે કોમીય ધોરણે સભ્યો ચૂંટાશે. સામાન્ય જગાની ચૂંટણી પ્રાંતના સામાન્ય સભ્યોમાંથી થશે. મુસલમાનોની મુસલમાનોમાંથી થશે. હુન્નર, મજુર, સ્ત્રી, જમીનદાર યુરોપીઅન માટે અલાયદી જગા રાખવામાં આવી છે. સ્ત્રી સભ્યોમાં પણ મુસલમાન સ્ત્રી, હિન્દી–ખ્રિસ્તી સ્ત્રી એમ તત્ત્વ દાખલ કરવામાં આવ્યું છે.

આ સભાનો પ્રમુખ (Speaker) સભ્યો ચુંટી કાઢશે. ગવર્નર જનરલને કોઈ સભ્ય નીમવાનો અધિકાર નથી. પણ ગવર્નરના સલાહકારો પદસિદ્ધ (Exofficio) હક્કથી આ સભામાં બેસી શકે છે. તેમને મત આપવાનો અધિકાર નથી.

આ સભામાં કોમ સામે કોમ અને જુદા જુદા હિતોને એકઠા કરી મોટો સંભુમેળો કર્યો છે. જુદા જુદા કોમી ધોરણની વિરૂદ્ધ હિન્દનો પ્રજા મત હોવા છતાં રાજસભા અને લોકસભામાં આવા તત્ત્વો દાખલ કરી હિન્દ એકત્રિત થતું અટકે એવી જોગવાઈ થઈ રહી હોય એમ ભાસે છે.

## Q. 25. Give powers of the Federal Legislative.

સ. ૨૫. સંયુક્ત ધારામંડળની સત્તાનું ક્ષેત્ર જણાવો.

સંયુક્ત ધારામંડળને હિન્દની વ્યવસ્થા, સુરાજ્ય અને શાંતિ માટે કાયદા ઘડવાની સત્તા રહેશે. આ સત્તા નીચેના બંધનોની મર્યાદામાં રહીને વાપરી શકશે.

૧. ધારામંડળ શહેનશાહ, રાજ્ય કુટુંબ, સર્વભૌમ સત્તા, તાજ, અંગ્રેજ, જળ, સ્થળ, હવાઈ સૈન્ય અને પાર્લામેન્ટના ઘડેલ બંધારણની વિરૂદ્ધ અસર કરે એવા કાયદા ઘડી શકશે નહિ.

૨. ધારામંડળને વાડા અને વર્ગ વચ્ચે ભેદ ભાવ રાખી વેપાર વાણિજ્યને અસર થાય તેવા કાયદા ઘડવાની સત્તા રહેશે નહિ.

૩. બ્રિટિશ હિન્દ માટે પાર્લામેન્ટે પસાર કરેલો કાયદો સુધારવા, ફેરફાર કરવા, કે તેમાંના કોઈ ભાગનો અમલ થતો અટકાવવાને જો કાંઈ સુધારો ધારામંડળને કરવો હોય તો તે માટે પહેલેથી ગવર્નર જનરલની રજા લેવી અનિવાર્ય રહેશે. આવી રજા આપવી કે નહિ તે ગવર્નર જનરલના સ્વનિર્ણય અને મરજી ઉપર અવલંબે છે,

૪. ગવર્નર જનરલના કાયદા, વટહુકમ, કે ધર્મનીતિમાં અસર કરે તેવો જો કાંઈ ખરડો ધારામંડળે પસાર કરવો હોય તો તે માટે ગવર્નર જનરલની પહેલાથી પરવાનગી લેવાની રહેશે.

Q. 26. Describe, in short, how a bill becomes an act ?

સ. ૨૬. ખરડાને (Bill) કાયદાનું રૂપ કેવીરીતે આપવામાં આવે છે તે જણાવો.

બીલ ગમેતે સભામાંથી મૂકી શકાય છે. (નાણાંને લગતા બીલ સિવાયના) જે કોઇ સભ્યને કાંઇપણ ખરડો (Bill) પસાર કરાવી કાયદાનુ રૂપ આપવું હોય તેણે ખરડાની આછી રૂપરેખા પહેલા પોતાના પક્ષને સમજાવી તેની સંમતિ લેવાની હોય છે. ત્યારબાદ આ ખરડાની રૂપરેખાને ખરડા ઘડનાર નિષ્ણાતોને સોંપવામાં આવે છે જે તેના ઉપરથી કાયદાપૂર્વકનો ખરડો તૈયાર કરે છે. આવો ખરડો જો નાણાકીય બાબતનો હોય તો લોકસભામાંથી શરૂ થવો જોઈએ. ગવર્નર જનરલની જવાબદારીવાળા વિષયોને લગતો હોય તો ગવર્નર જનરલની સંમતિ પહેલેથી લેવી પડે છે.

સભામાં ખરડો મુકાયા પછી તેના ત્રણ વાંચન થાય છે. પહેલાં વાંચન વખતે ઉપર ઉપરથી ચર્ચા થાય છે. બીજા વાંચન પછી ખરડાને વિષે વધુ બારીકાઇથી તપાસ કરવા તેને જુદી જુદી સમતિને સોંપવામાં આવે છે. સમિતિના અહેવાલ સાથે ખરડો પાછો આવે પછી તેના ઉપર ચર્ચા થઈ ત્રીજા વાંચનમાંથી પસાર થાય છે. આમ ત્રણ વાંચનમાંથી પ્રસાર થયા પછી ખરડાને બીજી સભામાં મોકલવામાં આવે છે. ત્યાં પણ ઉપર પ્રમાણે

ત્રણે વાંચનમાંથી પસાર થયા પછી વોઇસરોયની સહી માટે મુકવામાં આવે છે.

ખરડો બન્ને સભામાંથી પસાર થાય પછી ગવર્નર જનરલ તેના ઉપર શહેનશાહનાં પ્રતિનિધિ તરીકે પોતાની સહી મૂકે છે ત્યારે આ બીલ કાયદાના રૂપમાં ફેરવાઈ જાય છે અને તે ત્યાર બાદજ બંધનકર્તા થાય છે. ગવર્નર જનરલ પોતાની સહી કરવાની ના પાડે છે અગર શહેનશાહ તરફની મંજુરી માટે અટકાવે છે ત્યાંસુધી આવું બે સભામાંથી પસાર થયેલ બીલ કાયદો ગણાતું નથી.

જ્યારે ગવર્નર જનરલ બીલ પાછું ફરીથી વિચારણા માટે ખાસ સુધારા સાથે મોકલી આપે છે ત્યારે અથવા બન્ને સભામાં કોઈ બીલ ઉપર મતભેદ ઉપસ્થિત થાય છે ત્યારે બન્ને સભાઓની એકત્રિત બેઠક વિચારણા માટે મળે છે. આવી રીતે એકત્રિત બેઠકમાં પસાર થયેલ બીલ ઉપર ગવર્નર જનરલ સહી કરે ત્યારે તે કાયદો બને છે. ગવર્નર જનરલે સહી કરી પસાર કરેલ કાયદો નામંજુર કરવાની સત્તા શહેનશાહના હાથમાં છે.

જ્યાંસુધી બન્ને સભામાંથી બીલ પસાર થાય નહિ અથવા એકત્રિત બેઠકમાં પસાર થાય નહિ ત્યાંસુધી તે કાયદાના સ્વરૂપને લાયક બનતું નથી.

લોકસભા બરખાસ્ત થાય અને બીલ રાજસભામાં હોય અને લોકસભામાં પસાર ન થયું હોય તો બીજી લોકસભા, ચૂંટણી પછી મળે ત્યાંસુધી બીલ ઉડી ગયેલું ગણાતું નથી એટલે કે લોકસભા બરખાસ્ત થયે બીલ ફરીથી લાવવું પડતું નથી.

## Q. 27. Give the procedure in the Financial Matters.

સ. ૨૭. અંદાજપત્ર કેવી રીતે પસાર થાય છે.

ખર્ચ, ઉત્પન્ન અને નાણાંની બાબતમાં દરેક સરકારી વર્ષની શરૂઆતમાં ગવર્નર જનરલ અંદાજપત્ર બન્ને સભા સનમુખ મૂકે છે. આખા અંદાજપત્ર ઉપર બન્ને સભામાં નિરાળી ચર્ચા થાય છે, અને ત્યારબાદ ખાતાવાર ખર્ચની મંજુરી માટે મત લેવાય છે.

આ ખાતાવાર ચર્ચા દરમ્યાન અંદાજપત્રની લગભગ ૮૦ ટકા ખર્ચની વિગતો non votable ગણાય છે, જેના ઉપર મત લેવામાં આવતો નથી અને તેથી તેમાં કાંઇપણ ફેરફાર ધારામંડળ કરી શકતું નથી. આ ૮૦ ટકા ખર્ચની વિગતોમાં ગવર્નર જનરલ, ગવર્નર, તેના પ્રધાનો, સલાહકારો વગેરેના પગાર, હિન્દને (પેન્શન રૂપે) પરદેશનું દેવું, સંરક્ષણ અર્થે લશ્કરી વ્યવસ્થાનો ખર્ચ, અનામત ખાતાઓનો ખર્ચ અને ગવર્નર જનરલની ખાસ જવાબદારી બજાવવા માટેના ખર્ચનો સમાવેશ થાય છે.

બાકીની ૨૦ ટકા વિગતો ધારામંડળમાં મંજુરી માટે મૂકવામાં આવે છે. પહેલા લોકસભામાં અને પછી રાજસભામાં આ વિગતો મુકવામાં આવે છે. લોકસભામાં જો ઉડી જાય અથવા ઓછી થાય તો રાજસભામાં રજુ થતી નથી. પણ ગવર્નર જનરલ ઇચ્છે કે રાજસભામાં રજુ કરવી તો ઉડી ગએલી કે ઓછી કરેલ વિગત રજુ કરવામાં આવે છે.

જો બંને સભામાં નાણાંકિય સલાહકારે માંગેલ રકમ ઉડી જાય કે ઓછી થાય તો ગવર્નર જનરલ પોતે ખાસ હક્કથી તે રકમ પોતાની જવાબદારી માટેના ખાતા માટે હોય તો મંજુર કરે છે.

બંને સભામાં કોઈ રકમ ઉપર મતભેદ ઉત્પન્ન થાય તો એકત્રિત બેઠક બોલાવી ફડચો લાવવામાં આવે છે.

નવા કર નાંખવા કે લોન ઉધરાવવાના બાબતમાં જો બીલ હોય તો તે ગવર્નર જનરલની પહેલાથી મંજુરી મેળવી લોકસભામાંજ મુકવું પડે છે. રાજસભામાં આવું બીલ મુકી શકાતું નથી.

આ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ કે લોકસભા કે રાજસભાને નાણાંકીય બાબતમાં નામનીજ સત્તા છે.

Q. 28. What is ment by Provincial Autonomy ?

સ. ૨૮. 'પ્રાંતિક સ્વરાજ" એટલે શું ?

પ્રાંતિક સ્વરાજમાં હિન્દના પ્રાંતોને પોતાના ક્ષેત્રમાં રહીને **સંપૂર્ણ સ્વતંત્ર રીતે રાજ્ય વહીવટ** કરવાની સત્તા આપવામાં આવી છે. પ્રાંતો

પોતાના ધારામંડળની મારફતે પ્રધાનોની સલાહ અને કારવાહીથી તેમને સોંપાયલા વિષયોનો વહીવટ ચલાવે છે. પ્રાંતોને સોંપાયલા વિષયોના વહીવટમાં સંયુક્ત કે મધ્યસ્થ સરકાર કાંઈ અધિકાર ચલાવતી નથી. પ્રાંતોની કારોબારી ધારામંડળને સંપૂર્ણ રીતે જવાબદાર રહે છે. આવી જાતનું પ્રાંતિક સ્વરાજ ૧૯૩૭ના એપ્રિલની પહેલી તારીખથી હિન્દના પ્રાંતોમાં દાખલ કરી દેવામાં આવ્યું છે.

Q. 29. What changes are affected by the Act of 1935 in the Provincial Government ?

સ. ૨૯. ૧૯૩૫ના બંધારણથી પ્રાંતોના રાજ્યવહીવટમાં શો ફેરફાર દાખલ કરવામાં આવ્યો છે ?

૧. **દ્વિમુખીપદ્ધતિ** પ્રાંતોમાંથી સદંતર **નાબુદ** કરવામાં આવી છે એટલે હવે અનામત અને સુપ્રત કરેલા એવા વિષયો રહેતા નથી. બધો વહીવટ પ્રધાનમંડળ મારફત ગવર્નર કરે છે.

૨. ગવર્નરની ખાસ જવાબદારી સીવાયના ખાતાઓમાં **સંપૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર દાખલ** કરવામાં આવ્યું છે.

૩. દરેક પ્રાંત પોતાનું સંપૂર્ણ વ્યક્તિત્વ જળવાઈ તેવી રીતે સમવાય તંત્રમાં ભાગ લઈ શકેછે. પ્રાંત પોતાના આંતરિક વહીવટમાં સંપૂર્ણ સ્વતંત્ર રહે છે.

૪. **બીનજવાબદાર કારોબારીને નાબુદ** કરવામાં આવી છે.

૫. છ પ્રાંતોમાં બે સભાઓ દાખલ કરવામાં આવી છે જ્યારે પાંચમાં એકજ સભા છે.

૬. પ્રધાનમંડળની મદદથી પ્રાંતનું રાજ્યતંત્ર ચાલે છે. પ્રધાનમંડળ ધારામંડળને સંપૂર્ણ જવાબદાર રહે છે.

Q. 30. Do we get complete Provincial Autonomy by 1935 India Act. ?

સ. ૩૦. ૧૯૩૫ના બંધારણથી શું આપણને પ્રાંતિક સ્વાતંત્ર્ય સંપૂર્ણ પ્રમાણમાં મળે છે.

આપણા પ્રાંતના વહીવટમાંથી બીનજવાબદાર કારોબારી તથા સ્થાયી કારોબારી સદંતર નાબુદ થઈ ગઈ છે. તેમજ હવે અનામત કે સુપ્રત જેવા ખાતા રહેતા નથી. એટલે કે દ્વિમુખી પદ્ધતિ અદ્દશ્ય થઈ છે છતાં નોકરશાહી, રજવાડા, સનંદીનોકરો, ગવર્નરની ખાસ જવાબદારી, મધ્યસ્થ સરકારના હુકમોનો અમલ અને સૈન્ય, વગેરે બાબતોમાં ગવર્નર સ્વતંત્ર રીતે વર્તે છે આથી **પ્રાંતિક સ્વરાજ ભ્રમ** છે.

**Q. 31. Enumerate the spcial responsibilities of the Governor ?**

સ. ૩૧. ગવર્નરની ખાસ જવાબદારીઓ લખો.

ગવર્નરને પોતાના પ્રધાન મંડળની સલાહ પ્રમાણે રાજ્ય વહીવટ ચલાવવાનો હોય છે છતાં નીચેની બાબતોમાં તે પોતાની ઈચ્છાનુસાર વહીવટ ચલાવી શકે છે.

(૧) પ્રાંતની સુલેહશાંતિ
(૨) લઘુમતીના કાયદેસર હક્કોનું રક્ષણ,
(૩) બ્રિટિશ વ્યાપારી હિતનું રક્ષણ,
(૪) સનંદી નોકરોના હિતનું રક્ષણ
(૫) ગવર્નર જનરલના કાઢેલા હુકમોનો અમલ
(૬) પ્રાંતિક અધિકાર બહારના વિષયોનો વહીવટ
(૭) દેશી રજવાડાના હક્ક અને પ્રતિષ્ઠાનું રક્ષણ.

આ ઉપરાંત ધારાસભામાં દેશી રાજાને લગતી ચર્ચા અટકાવી શકે છે. રાજ્ય બંધારણ પ્રમાણે વહીવટ ભાંગી પડે, ત્યારે જાહેર સુલેહ સલામતી માટે રાજ્ય વહીવટ હાથમાં લઇ શકે છે. સૈન્યને લગતા કાયદા કાનુન પોતે ઘડી શકે છે.

**Q. 32. Enumerate the legislative powers of the Governor.**

સ. ૩૨. ગવર્નરની કાયદો ઘડવાની સત્તા વિષે ટુંકમાં લખો.

જ્યારે પ્રાંતિક ધારામંડળની બેઠક ચાલુ હોય અગર ચાલુ ન હોય ત્યારે જો ગવર્નરના મત પ્રમાણે અસાધારણ સંજોગો ઉત્પન્ન થએલા લાગે તો પોતે **વટહુકમો (Ordinances)** કાઢી રાજ્યવહીવટ ચલાવી શકે છે. આ વટહુકમો કાયદેસરના ગણાશે પણ આવા વટહુકમો કાઢતી વખતે તેણે ગવર્નર જનરલની આગળથી રજા લેવી પડે છે.

વટહુકમોનો અમલ વધુમાં વધુ ૭ મહિના સુધી રહે છે. જો ગવર્નરને વટહુકમનો અમલ બીજા ૭ મહિના માટે વધારવો હોય તો તેણે હિન્દી વજીર પર ગવર્નર જનરલ મારફતે ખબર આપવી પડે છે કે જેથી હિન્દી વજીર પાર્લમેન્ટની રજા મેળવી શકે. પાર્લમેન્ટે મંજુર કરેલ વટહુકમો ત્રણ વર્ષ સુધી ચાલુ રહે છે.

ઉપરાંત ગવર્નર પોતાની કાયમી સત્તાથી કાયદા ઘડે છે જે **"ગવર્નરના કાયદા"** તરીકે ઓળખાય છે.

**Q. 33. (A) What do you understand by Provincial Executive and (B) how is it formed.**

સ. ૩૩. अ પ્રાંતિક કારોબારી એટલે શું? અને **ब** તે કેવી રીતે બને છે?

अ પ્રાંતિક કારોબારીમાં બે અંગો સમાયલા છે. (૧) શહેનશાહના પ્રતિનિધિ તરીકે ગવર્નર અને (૨) પ્રધાનોનું મંત્રી મંડળ.

ગવર્નરની નિમણુક શહેનશાહ જાતે પાંચ વર્ષને માટે કરે છે. અને તે દરમ્યાન તે પ્રધાન મંડળની સલાહ અને મદદથી પ્રાંતનો વહીવટ ચલાવે છે.

**ब** જ્યારે ધારાસભાની ચુંટણી પુરી થાય છે અને સભ્યો જાહેર કરવામાં આવે છે ત્યારે ગવર્નર બહુમતીવાળા પક્ષના આગેવાનને કારોબારી રચવાનું અને પોતાના સાથીદારો (બીજા પ્રધાનો) પસંદ કરવાનું કામ સોંપે છે. આ પ્રધાનો ધારાસભા વિખેરાય નહિ ત્યાંસુધી જો ધારાસભા તેઓમાં વિશ્વાસ ધરાવતી હોય તો સત્તા પર રહી શકે છે. પણ ધારાસભા અવિશ્વાસનો ઠરાવ પસાર કરે તો અધિકાર છોડવો પડે છે. અગર ગવર્નર પણ પ્રધાન મંડળને બરતરફ કરી શકે છે. લઘુમતીનું પણ પ્રધાનમંડળમાં સ્થાન રહે

તે તરફ ગવર્નર ધ્યાન રાખે છે. પ્રધાનમંડળ ધારાસભાને જવાબદાર રહે છે. તેનો પગાર ધારાસભા પસાર કરે છે.

**Q. 34. Write a note on the relation between a Governor and his ministers.**

સ. ૩૪. ગવર્નર અને પ્રધાનો વચ્ચેનો સંબંધ જણાવો

પ્રાંતિક ધારામંડળની ચૂંટણી થયા પછી ગવર્નર પોતે પ્રધાનોની પસંદગી કરવાને બહુમતી પક્ષના નેતાને આમંત્રણ આપે છે. બહુમતી પક્ષના નેતા પ્રધાનમંડળ રચે છે. આ પ્રધાનોની સલાહ અને મદદથી ગવર્નર રાજ્યકારભાર સંભાળે છે. પ્રધાનો ગવર્નરની મરજી હોય ત્યાંસુધી પોતાનો ઓદ્દો સંભાળી શકે છે. પ્રધાન ધારાસભા કે રાજસભામાંથી એકમાંનો સભ્ય તો હોવોજ જોઈએ. આખું પ્રધાનમંડળ ધારામંડળને જવાબદાર રહે છે. પ્રધાનો એક બાજુથી ગવર્નર અને બીજી બાજુથી ધારામંડળને જવાબદાર રહે છે. ગવર્નર પ્રધાનોની કાર્યવાહીમાં કોઈ જાતની દખલગીરી સાધારણ સંજોગોમાં નાંખતા નથી, ફક્ત અસાધારણ સંજોગોમાં સ્વનિર્ણય અને સ્વમત પ્રમાણે ગવર્નરને વર્તવાની ફરજ પડે છે.

જ્યારે ગવર્નર પ્રધાનોની સલાહ પ્રમાણે વહીવટ કરવાની ના પાડે છે ત્યારે પ્રધાનોને રાજીનામું આપવાનું જ રહે છે.

વળી જ્યારે પ્રધાનોમાં ધારામંડળને અવિશ્વાસ થાય છે ત્યારે તેઓને પોતાનો ઓધ્ધો એકત્રિત છોડવો પડે છે.

**Q. 35. What is the difference between the 1919 and 1935 Provincial Executive.**

**or**

**What characteristic changes are introduced by 1935 Act in the Provincial Executive.**

સ. ૩૫. પ્રાંતિક કારોબારીમાં ૧૯૩૫ના કાયદાથી શા ફેરફાર થયા.

૧૯૧૯ના કાયદા પ્રમાણે (૧૯૩૫નું બંધારણ જે ૧૯૩૭માં પ્રાંતોમાં અમલમાં આવ્યું ત્યાં સુધી) પ્રાંતિક સરકારના ત્રણ અંગો હતા. (૧) ગવર્નર (૨) ગવર્નરની કારોબારી (૩) પ્રધાનો.

ગવર્નરની **કારોબારી અનામત વિષયોમાં** કારભાર કરતી અને તેને માટે તે ધારામંડળને જવાબદાર ન હતી.

જ્યારે **પ્રધાનો સુપ્રત કરેલા ખાતાઓ** સંભાળતા અને ધારામંડળને જવાબદાર રહેતા. ગવર્નરની કારોબારીના સભાસદો ગવર્નર, ગવર્નર જનરલ અને હિન્દી વજીરને જવાબદાર રહેતા. ૧૯૧૯ ના બંધારણમાં દ્વિમુખી પદ્ધતિ હતી.

૧૯૩૫ના બંધારણ અનુસાર હવે કારોબારીના બે અંગો છે. ગવર્નર અને પ્રધાન મંડળ બધાજ ખાતા સંભાળે છે. દ્વિમુખી પદ્ધતિને નાબુદ કરવામાં આવી છે. તેમજ પ્રધાન મંડળ ધારામંડળને જવાબદાર રહે છે. આથી જવાબદાર રાજ્યતંત્રની શરૂઆત થઇ ગણાય. છતાં આપણે ધ્યાનમાં રાખવું રહે છે કે નવા ચાલુ બંધારણમાં અસાધારણ સંજોગોમાં ગવર્નરની સત્તા બહોળી છે.

Q. 36. Describe how the Government of a province is carried on under the 1935 Act.

સ. ૩૬. ૧૯૩૫ના કાયદા પ્રમાણે પ્રાંતિક વહીવટ કેમ ચાલે છે તે જણાવો.

સામાન્ય ધારામંડળની ચૂંટણી પછી ગવર્નર બહુમતીવાળા પક્ષને પ્રધાનમંડળ રચવાનું કહે છે અને મંડળની રચના થયા પછી જુદા જુદા ખાતાઓ પ્રધાન હસ્તક સોંપી તેમની સલાહ અને મદદથી રાજ્ય વહીવટ ચલાવે છે. હવે પ્રાંતિક સ્વરાજ મળેલુ છે એટલે બીનજવાબદાર કારોબારી નાબુદ કરવામાં આવી છે અને આ પ્રધાનમંડળ અને ગવર્નરની કારોબારી બની વહીવટ સભાલે છે. ગવર્નર પોતાની ખાસ જવાબદારીવાળા વિષયો, પોતાના સ્વનિર્ણયના પ્રશ્નો અને અસાધારણ સંજોગો સિવાયના સર્વ કારભારમાં પ્રધાનોની સલાહ પ્રમાણે જ વહીવટ કરે છે. અસાધારણ

સંજોગોમાં પોતાને હસ્તક કારભાર લઈ ગવર્નર સુપ્રત કરેલી બાબતોનું પણ રાજ્યતંત્ર ચલાવી શકે છે.

## Q. 37. Write a note on the Legislative Council.

સ. ૩૭. પ્રાંતિક લેજીસ્લેટીવ કાઉન્સીલ (પ્રાંતિક રાજસભા)ની રચના અને તેના હક્કો વિષે લખો.

પ્રાંતિક ધારામંડળ માટે એક સરખી વ્યવસ્થા નથી. કેટલાક પ્રાંતોમાં બન્ને ધારાસભા આપી છે, કેટલાકમાં એક આપી છે જ્યારે કમિશ્નરવાળા પ્રાંતોમાં તો ફક્ત એક જ ધારાસભા આપી છે. મુંબઇ, મદ્રાસ, સંયુક્તપ્રાંતો બિહાર, બંગાળ અને આસામમાં બે ધારામંડળ છે.

આ છ પ્રાંતોમાંજ રાજસભા છે. આના સભ્યોની સંખ્યા પ્રાંતોની વસ્તી ઉપર આધાર રાખે છે. ચૂંટણી કોમી ધોરણ ઉપર છે અને પછાત વર્ગ તેમજ હિંદી ખ્રિસ્તી, સ્ત્રી, યુરોપિયનો, વિદ્યાપીઠ, મજુર, જમીનદારોને માટે ખાસ પ્રતિનિધિત્વ મળે તેની વ્યવસ્થા છે. હિન્દુ મતદાર હિન્દુ ઉમેદવારને, અને મુસલમાન મતદાર મુસલમાન ઉમેદવારને મત આપી શકે છે.

રાજસભાની મુદ્દત સ્થાયી છે, દર ત્રણ વર્ષે ⅓ સભ્યો ફરીથી ચૂંટાય છે. રાજસભામાં જરૂર જણાયે ગવર્નર અમુક સભ્યોની નિમણુંક કરી શકે છે. આમાં મતાધિકાર સંકુચિત છે. (બન્ને ધારાસભાના સભ્યોના હક્કો સરખા હોવાથી અન્ય જગાએ એક સાથે આપ્યા છે.)

## Q. 38. Write a note on the Provincial Legislative Assembly.

સ. ૩૮. પ્રાંતિક લેજીસ્લેટીવ એસેમ્બલી ઉપર નોંધ લખો.

પ્રાંતિક લેજીસ્લેટીવ એસેમ્બલીના ( લોકસભા ) સભ્યોની સંખ્યા દરેક પ્રાંતમાં જુદી જુદી છે. આ ચૂંટણી કોમીય ધોરણ તેમજ ખાસ પક્ષો અને મંડળોના સભ્યોને પ્રતિનિધિત્વ મળે તે પ્રમાણે થાય છે. સામાન્યમાં હિન્દુ (હરિજન સાથે), જૈન, પારસીનો સમાવેશ થાય છે. આ સભાની

મુદત પાંચ વર્ષની છે પણ ગવર્નર મુદત વધારી શકે છે. લોકસભા પોતાનો પ્રમુખ ચૂટે છે.

નાણાકીય બાબતમાં આ સભાના હક્ક રાજસભા કરતા વધારે છે. નાણાને લગતું બીલ આ સભામાં જ લાવી શકાય છે. વાર્ષિક અંદાજ પત્રમાંના અમુક ખર્ચ મંજુર કે નામંજુર કરવાના હક્ક છે.

Q. 39. Give the powers and rights which are exercised by the Provincial Legislative.

સ. ૩૯. પ્રાંતિક ધારામંડળના અધિકાર અને હક્ક લખો.

પ્રાંતિક ધારામંડળ બે સભાઓનું બનેલું છે. **રાજસભા** (Legislative Council), **લોકસભા** (Legislative Assembly) બન્ને સભાઓના ઘણા ખરા હક્કો સરખા છે.

પ્રાંતિક રાજસભાને **અંદાજપત્ર** ઉપર મત આપવાનો હક્ક નથી. નાણાકીય ખરડો (Bill) રાજસભામાં પ્રથમ લાવી શકાતો નથી. આ બન્ને સભાઓ Non votable વિગતો ઉપર મત આપી શકતી નથી.

પ્રત્યેક સભ્યોને ભાષણ, વાણી, અને સરકારની નીતિ સામે વ્યાજબી ટીકા કરવાનો હક્ક મળે છે. પ્રાંતિક ધારામંડળને પોતાના ક્ષેત્રમાં રહી પ્રાંતોની જરૂરીઆત જોઇ ધારા ઘડવાની સત્તા સોંપાઈ છે.

Q. 40. Give the important matters regarding which the Provincial Government is free to legislate

or

What is meant by "Provincial List"?

સ. ૪૦. પ્રાંતિક યાદી એટલે શું ?

અથવા

પ્રાંતિક સરકાર કયા કયા વિષયોમાં કાયદા ઘડી શકે છે ?

પ્રાંતિક અને મધ્યસ્થ ધારામંડળ સમવાયતંત્રમાં કયા કયા વિષયોમાં કાયદા ઘડી શકે તે બતાવતી ત્રણ યાદીઓ પાડવામાં આવી છે.

પ્રાંતિક ધારાસભાંડળને જે જે વિષયોમાં કાયદા ઘડવાની સત્તા આપવામાં આવી છે તે બાબાનો આમાંની બીજી યાદીમાં સમાવેશ થાય છે. તેમાંના મુખ્ય વિષયો નીચે આપ્યા છે.

૧. જાહેર હુકમો (Public Orders) ૨. પ્રાંતિક અદાલતોનું કાર્યક્ષેત્ર અને હકકો નકિક કરવાનું ૩. પોલીશ ૪. જેલ અને તેની સુધારણા ૫. પ્રાંતનું જાહેર દેવું ૬. પ્રાંતના જાહેર અમલદારો ૭. પ્રાંતિક પેન્શનો ૮. પ્રાંત હસ્તકના (શહેનશાહના) મકાનો, જમીન અને બાંધકામો ૯. પુસ્તકાલયો સંગ્રહસ્થાનો વગેરે ૧૦. સ્થાનિક સરકાર (Local Self Government) ૧૧. જાહેર સ્વાસ્થ અને સુખાકારી ૧૨. કેળવણી ૧૩. વ્યવહારના સાધનો, ગરીબોને મદદ, બેકારોને મદદ, ધાર્મિક ફંડો ૧૪. આબકારી, જકાત ૧૫. જંગલ. વગેરે વગેરે.

Q. 41. Enumerate, in short, the matters regarding which the Provincial Legislature has and has not powers to work.

સ. ૪૧. પ્રાંતિક ધારામંડળને જે જે વિષયોમાં કામકાજ કરવાની છૂટ અને મના હોય તે જણાવો.

પ્રાંતિક ધારામંડળ કયા વિષયોમાં કાયદા ઘડી શકે છે તે આપણે આગલા સવાલમાં જોઇ ગયા છીએ

પ્રાંતિક સરકાર સાધારણ રીતે જ્યાં મધ્યસ્થ સરકારને લગતા એટલે અખિલ હિન્દ પ્રશ્ન હોય અથવા આન્તર પ્રાંતિય પ્રશ્ન હોય તો તેવા ક્ષેત્રમાં કાંઈ પણ સત્તા ભોગવતી નથી.

સાધારણ રીતે નીચેની બાબતો પ્રાંતિક સરકારના ક્ષેત્ર બહાર છે. (૧) અખિલ હિન્દના પ્રશ્ન (૨) બે પ્રાંતો વચ્ચેનો પ્રશ્ન (૩) હિન્દી સરકારના કર (૪) લશ્કર: સ્થળ જળ અને હવાનું (૫) પરદેશી અને દેશી રાજાઓ સાથેનો સંબંધ.

Q. 42. Give principle heads of income of the Central and Provincial Govenments.

સ ૪૨. પ્રાંતિક અને મધ્યસ્થ સરકારોના મુખ્ય આવકના સાધનો લખો.

**મધ્યસ્થ સરકાર** (૧) આયાત નિકાસ પર જકાત (૨) આવકવેરો (ખેતીવાડીની આવક ઉપરનો નહિ) (૩) ચલણી ખાતુ (૪) તાર અને ટપાલ ખાતાની પેદાશ (૫) સરકારી રેલ્વેની પેદાશ (૬) દેશી રાજ્યોની ખંડણી (૭) અફીણ અને તંબાકુની આવક (૮) નાકા વેરો (Terminal Tax) (૯) ખેતીવાડી સિવાયની મિલ્કત પર વારસા વેરો (૧૦) ચેક, હુંડી પરના સ્ટેમ્પની આવક.

**પ્રાંતિક સરકાર**: ૧. જમીનનું મહેસુલ ૨. જંગલખાતુ ૩. સ્ટેમ્પ અને રજીસ્ટ્રેશનની આવક ૪. મોજશોખના સાધનો ઉપરનો કર (Entertainment Tax) ૫. આબકારી જકાત ૬. ખેતીવાડીનો આવકવેરો ૭. ખેતીવાડીના વારસા પર વેરો ૮. જમીન તથા મકાન ઉપરનો વેરો ૯. દેશની અંદરના જળમાર્ગની આવક,

Q. 43. State the financial relation between the Central and the Provincial Governments?

સ. ૪૩. પ્રાંતિક અને મધ્યસ્થ સરકાર વચ્ચેનો નાણાંકિય સંબંધ જણાવો.

નવા બંધારણથી પ્રાંતિક તેમજ મધ્યસ્થ સરકાર વચ્ચે ઉપજના ખાતાઓ વહેંચી લેવામાં આવ્યા છે. દરેક સરકાર જે ખાતાઓ સંભાળે છે તેનો ખર્ચ પણ પોતેજ ઉઠાવી લે છે.

**મધ્યસ્થ સરકાર**: આખા હિન્દને લાગતા ખાતાઓની પેદાશ મધ્યસ્થ સરકાર સંભાળે છે. મધ્યસ્થ સરકારની ઉપજ એંશી સવાએ અબજ રૂપીઆની છે.

મધ્યસ્થ સરકારના આવકના સાધનો અન્ય જગાએ આપ્યા છે. સમવાય તંત્રની શરૂઆતના થોડા વર્ષો આવકવેરામાંથી મધ્યસ્થ સરકારે થોડી રકમ પ્રાંતોને આપવી પડશે. જ્યારે રેલ્વેની આવક સમવાય તંત્રમાં મધ્યસ્થ

સરકાર અને પ્રાંતો વચ્ચે વહેંચી આપવામાં આવશે. આ ઉપરાંત મધ્યસ્થ સરકાર પ્રતિવર્ષે અમુક રૂપીઆ પ્રાંતોને તેના નિભાવ માટે આપશે.

**પ્રાંતિક સરકારના** ઉપજના ખાતા તેમજ તેનો નિભાવ પોતે સંભાળે છે. મધ્યસ્થ સરકારને તેમાં હવે ડખલ કરવાની જરૂર રહેતી નથી. પ્રાંતો નાણાંકીય બાબતમાં સ્વતંત્ર છે. દરેક પ્રાંતોની ઉપજ જુદી જુદી છે તેના આધનો પણ જુદા છે. ઉપરાંત મધ્યસ્થ સરકાર તરફથી નાણાકિય મદદ મળે છે. આમ મધ્યસ્થ તેમજ પ્રાંતિક સરકારો વચ્ચે સ્વતંત્ર નાણાંકીય વહેવાર છે.

Q. 44. What is meant by Local self-Government?

સ. ૪૪. સ્થાનિક સ્વરાજ એટલે શું ?

**શહેર, ગામ, જીલ્લા કે તાલુકાના હાથમાં પોતાનો વહીવટ કરવાની જે સત્તા** સોંપવામાં આવી છે તેને સ્થાનિક સ્વરાજ આપ્યું કહે છે. મધ્યસ્થ કે પ્રાંતિક સરકાર માટે પ્રત્યેક ગામ કે શહેરની શેરીએ શેરીએ દીવાબત્તી. સફાઈ, આરોગ્ય, કેળવણી વગેરે પ્રશ્નોની દેખરેખ રાખવી અઘરી અને અસંભવિત થઇ પડે છે આથી કરીને ગામ અને શહેરને પોતાના યોગ્ય માણસો પસંદ કરી તેમની સલાહ અને મદદથી વહીવટ કરવાનું સોંપવામાં આવ્યું છે.

હિન્દમાં સ્થાનિક સ્વરાજ સંસ્થાની પદ્ધતિ યુગ જુની છે. પુરાતન આર્યાવતમાં પણ ગામડાના મહાજન અને અગ્રનાગરિકો મારફતે ગામનો વહીવટ સંભાળાતો. બ્રિટિશ હિન્દમાં સંસ્થાનિક સ્વરાજને માટે આજે હિન્દની જે પુરાણી પદ્ધતિ હતી તેનો ફરીથી પ્રચાર થઈ રહ્યો છે.

આ વ્યવસ્થાનું કામ મોટા શહેરોમાં કોર્પોરેશન યા મ્યુનિસિપાલીટીને, ગ્રામ્ય વિભાગમાં લોકલબોર્ડને, ગામડામાં ગામ પંચાયતને અને બંદરો પર પોર્ટ ટ્રસ્ટને સોંપવામાં આવ્યું છે.

સ્થાનિક સ્વરાજ્ય દાખલ કરવામાં ઉદ્દેશ પ્રત્યેક નાગરિકને પોતાના વિભાગના વહીવટમાં રસ લેતા કરી આગળ જતા **દેશના તંત્ર માટે લાયક કરવા એવો છે.**

સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ ઉપર સરકારનો અંકુશ નામનોજ હોય છે અને આ સંસ્થાઓએ ગામ કે શહેરની કેળવણી, બાગબગીચા, સગવડ, સંસ્કાર, સફાઈ, દવાખાના વગેરે સભાળવના હોય છે.

Q. 45. Enumerate the duties of the Local Bodies.

સ. ૪૫. સ્થાનિક સંસ્થાઓની ફરજો લખો.

સ્થાનિક સંસ્થાઓને ફરજીઆત કેટલાક કામો કરવાના હોય છે જ્યારે બીજા કેટલાક મરજીઆત હોય છે. ફરજીઆત કામો કરવાને દરેક સ્થાનિક સંસ્થા બંધાયલી છે.

**ફરજીઆત કામો :** ૧ ઓછામાં ઓછું **પ્રાથમિક શિક્ષણ** આપવું.
૨ **જાહેર સગવડના કામો :** ચોકખુ પાણી, દીવાબત્તી, રસ્તાની સફાઈ.
૩ **સુખાકારી અને આરોગ્ય :** નાગરિકોને રોગથી બચાવવા, રોગી અને માંદાઓની માવજત કરવી અને દવા મફત કે સસ્તે ભાવે આપવી.
૪ જન્મ મરણની **નોંધ** રાખવી.
૫ **સ્મશાન,** કબ્રસ્થાન, દખમા વગેરે નિભાવવા.

**મરજીઆત કામો :** **સંસ્કાર,** અને નિર્દોષ આનંદનું વાતાવરણ ખડુ કરવું, હુન્નર **ઉદ્યોગને ઉત્તેજન** આપવું, **લાયબ્રેરી,** બાગબગીચા, સંગ્રહસ્થાન, હુન્નર–ઉદ્યોગની **શાળા,** પ્રદર્શનો, **માધ્યમિક કેળવણી** વગેરે ક્ષેત્રોમાં પોતાની આર્થિક સ્થિતિ પ્રમાણે કામો કરવા.

Q. 46. State in shcrt the sources of income of the Local Bodies.

સ. ૪૬. સ્થાનિક સંસ્થાના આવકના સાધનો લખો.

૧ પોતાની હદમાં આવતા માલ ઉપર જકાત. (Octroi Duty)
૨ ઘર અને જમીન વેરો.
૩ પાણી વેરો.
૪ જાહેર સ્થાનના ભાડા, નિશાળોની ફી, દવાખાનાની આવકો
૫ સુખાકારી વેરો. (Sanitary Cess)
૬ પ્રાંતિક સરકાર તરફથી મદદ
૭ વહાન વેરો.
૮ લોન લેવી.
આ ઉપરાંત પોતાની હદમાં સામાન્ય વેરા નાંખવાનો આ સંસ્થાને હક્ક છે.

Q. 47. Write a short note on the functions and the duties of the Municipalites.

સ. ૪૭. મ્યુનિસિપાલિટીની ફરજો અને તેનું કાર્યક્ષેત્ર જણાવો.

હિન્દના મોટા શહેરોમાં શહેર સુધરાઇ હોય છે. હિન્દમાં લગભગ ૭૫૦ શહેરસુધરાઈઓ છે. હિન્દીઓ પોતાના શહેરનો આંતરિક વહીવટ સમાલતા શીખે અને આખા દેશના વહીવટ માટે તૈયાર થાય એવો ઉદેશ શહેર સુધરાઈને રફતે રફતે સત્તા સોંપવામાં છે એમ બ્રિટિશ ધુરંધરો કહે છે. સ્વરાજના પ્રાથમિક પગલા તરિકે શહેરસુધરાઈના વહીવટનું શિક્ષણ છે. આજે ૧૯૩૫માં હવે આ પગલામાં હિન્દીઓ લાયક નિવડવાથી (!!!) બ્રિટિશ સરકારે શહેરસુધરાઈને સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે.

ફરજો:—શહેરસુધરાઇ શબ્દજ શહેરસુધરાઇની ફરજોનો ખ્યાલ આપણને આપેછે. સુધરાઇએ નાગરિકોની સુખાકારી, સગવડ, શાંતિ, આર્થિક સામાજિક અને રાજકિય પ્રગતિ સાધવામાં મદદ કરવાની છે. શહેર સ્વચ્છ રાખવું સ્વચ્છ હવા અને પાણી પુરા પાડવા, રસ્તા બનાવવા, સમારવા, નિર્દોષ આનંદ પુરો પાડવો, પ્રાથમિક કેળવણી પ્રત્યેક નાગરિકને આપવી, માંદાની, માવજત રાખવી અને દવા આપવી, એ થોડી ફરજો છે. ફરજોના ફરજીઆત અને મરજીઆત એમ બે ભાગ પડે છે. (અન્ય જગ્યાએ આપ્યા છે.)

**રચના અને કાર્યક્ષેત્ર**–મોટા શહેરની જાહેર સુધરાઈને કોર્પોરેશન કહે છે. જ્યારે નાના શહેરની સુધરાઈને મ્યુનિસિપાલીટી કહે છે ખાસ તફાવત બન્ને વચ્ચે નથી. બન્ને સુધરાઇમાં શહેરની વસ્તીના પ્રમાણમાં કોમીય ધોરણે ચૂંટણીથી સભ્યો બેસે છે. તેઓ પોતાના પ્રમુખની ચૂંટણી કરે છે. ત્રણ વર્ષે આખી સુધરાઇ અને તેના પ્રમુખની ચૂંટણી થાય છે. પોતાનો આંતરિક વહીવટ સુધરાઈ જુદી જુદી કમિટિઓ મારફતે ચલાવે છે.

**મ્યુની૦ના ઉપર દેખરેખ:** પ્રાંતિક સરકાર આ સુધરાઇના આંતરિક વહીવટમાં ડખલગીરી કરતી નથી છતાં પુરેપુરી તકેદારી કલેકટર મારફતે રાખે છે. સરકાર વાર્ષિક તેમજ વખતોવખત મદદ આપે છે અને સુધરાઈની ઉપજનો યોગ્ય લોકહિતમાં ઉપયોગ થાય છે કે નહિ તેની તપાસ રાખે છે. અંધાધુંધી લાગે તે આખી સુધરાઈને બરતરફ કરી સરકાર પોતાના હસ્તક, વહીવટ સંભાળે છે. સુધરાઈના હિસાબો પ્રતિવર્ષે સરકારી અમલદારો તપાસે છે અને સરકારને અહેવાલ મોકલે છે. સુધરાઈને પોતાના કામો માટે આવકના સાધનો સરકાર તરફથી આપવામાં આવ્યા છે. તેમજ કર નાંખવાની સત્તા આપવામાં આવી છે. આવકના સાધનો અન્ય જગાએ આપ્યા છે.

Q. 48. Write notes on the District Local Board and the Taluka Local Board.

સ. ૪૮. જીલ્લા અને તાલુકા બોર્ડો ઉપર નોંધ લખો.

હિન્દની વસ્તી ગામડામાં છે, હિન્દનું શ્રેય ગામડાથી છે અને સ્થાનિક સ્વરાજની કેળવણી ગામડાનેજ વધુ જરૂરી છે આથી જીલ્લાવાર લોકલબોર્ડો સ્થાપવામાં આવી છે. આમાં લોકોના ચૂંટાયલા સભ્યો હોય છે અને લોકોને જવાબદાર રહે છે. આ જીલ્લાબોર્ડો પોતાની હદમાંના તાલુકા બોર્ડોના કામકાજ પર દેખરેખ રાખે છે, કાર્યક્ષેત્ર નક્કિ કરે છે, અંદાજપત્ર તપાસે છે.

આ તાલુકા અને લોકલ બોર્ડોની રચના હિન્દમાં જુદી જુદી રીતે છે. મુંબઈ ઇલાકામાં તે એક સરખીજ છે. આ તાલુકા બોર્ડો સ્થાનિક વિષયોનો

વહીવટ સમાલે છે. જાહેરઆરોગ્ય, તંદુરસ્તી, પ્રાથમિક કેળવણી, રસ્તા, કુવા, હવાડા, દવાખાના, ગામ મકાન વગેરેની દેખભાળ અને વહીવટ રાખે છે. તાલુકા બોર્ડો પોતાના પ્રમુખ અને ઉપપ્રમુખ ચૂટે છે. તેમના ખર્ચ માટે પ્રાંતિક સરકાર રૂપીએ એક આનો પોતાની મહેસુલમાંથી લોકલ બોર્ડને વહેંચી આપે છે. ઉપરાંત ખાસ ગ્રાંટ આપવામાં આવે છે અને આ સર્વ ઉપરાંત હોડીની, રસ્તા, અને પુલ ઉપરના ટોલની, પ્રાથમિક શાળાની ફીની, પાણીવેરાની, રેતી અને ખાણના ઇજારાની આવક લોકલ બોર્ડોને આપવામાં આવે છે.

Q. 49. State in short the composition and functions of the Villege Panchayat.

સ. ૪૯. ગ્રામ પંચાયતની રચના અને તેના ક્ષેત્ર વિષે ટૂંકમાં જણાવો.

હિન્દના ગામડાના જીવનમાં ગ્રામપંચાયત જુનામાં જુની સંસ્થા છે. અંગ્રેજોના આગમન સમયે અને મધ્યકાલીન અરાજકતાના સમયથી આ સંસ્થા નબળી પડી ગઈ હતી. તે જમાનામાં આટલી અદાલતો ન હતી. નજીવા તકરારો માટે ગામજનો શહેરમાં જતા ન હતા. ગામડાઓ શહેર સાથે આજે તો વિજ્ઞાનિક સાધન અને વહેવારથી વધુ સંસર્ગમાં મુકાઈ ગયા છે પણ તે જમાનામાં ગ્રામપંચાયત અદાલત હતી, મહાજન હતી, સાવજનિક ધર્માદા ખાતુ હતુ, ગામના ડાહ્યા પુરુષોનું મંડળ હતુ. આ પંચાયત ગામનો આંતરિક વહીવટ સાચવી અને ગામને એક અને એકત્રિત રાખતી હતી. ગામનો આર્થિક, સામાજિક અને રાજકિય વહીવટ આ સંસ્થા સાચવતી.

આ સંસ્થાની અગત્યતા છેલ્લા કેટલાક વર્ષેથી લોકોને અને સરકારને સમજાવા માંડી આથી કરીને તેને ફરીથી સજીવન કરી છે. હવે પૂ. ગાંધીજીના સાથીદારોના પ્રયાસથી અને સર્વત્ર આવેલ જાગૃતિથી આ સંસ્થા ફરીથી જીવંત બની છે. ૧૯૩૩માં મુંબઈ સરકારે કાયદો ઘડી ગામડાના માણસોને સ્વરાજ માટે તાલીમ મળે તેથી પંચ સ્થાપવાના પ્રયાસને ઉત્તેજન અને માર્ગદર્શન કરાવવાનું નક્કિ કર્યું છે.

બંધારણ : ગામપંચાયતમાં ઓછામાં ઓછા પાંચ અને વધુમાં વધુ અગિયાર સભ્યો રહે તેમ રાખ્યું છે. તેઓ પોતાનો પ્રમુખ, અને મદદનીશ નક્કિ કરી લઈ શકે છે.

ફરજો : ગામપંચને ગામની સુખાકારી, સગવડ, શાંતિ અને તંદુરસ્તીની દેખભાળ અને વહીવટ કરવાનો હોય છે. તેણે ગામના કુવા, તળાવ, હવાડા, રસ્તા, ધર્મશાળા, ચોતરા વગેરેને લગતો વહીવટ કરવાનો હોય છે. ગામમાં કેળવણી વધે, સંસ્કાર વધે, આર્થિક અને સામાજિક ઉન્નતિ થાય તે માટે સરકારે તેમને થોડી સત્તા સોંપી છે. વળી ગામપંચાયત નાના ફોજદારી અને દિવાની ગુન્હાનો નિકાલ પણ લાવી શકે છે.

આવક : ગામપંચાયતના ખર્ચ અને નિભાવ માટે ગામની જીલ્લા બોર્ડને થતી આવકનો પાંચમો ભાગ તે બોર્ડે આપવો એવું નક્કિ કરવામાં આવ્યું છે. તેમજ પંચ જરૂર લાગે અમુક કરવેરા નાંખી શકે છે.

હેતુ : આ ગ્રામપંચાયતની સ્થાપનાથી લોકો જવાબદારીપૂર્વક પોતાના વહીવટ કરવા ટેવાય તેથી આ પગલાને સ્વરાજ તરફના પ્રથમ અને જરૂરી પગથીઆ તરીકે ગણવામાં આવે છે.

## Q. 50. Write a note on "Port Trust"

સ. ૫૦. પોર્ટ ટ્રસ્ટ ઉપર નોંધ લખો.

હિન્દના મોટા બંદરોની દેખભાળ અને વહીવટ કરવાને ખાસ પોર્ટ ટ્રસ્ટની સ્થાપના કરવામાં આવી છે. મુંબઇ, કરાંચી, મદ્રાસ, કલકત્તા જેવા મોટા શહેરમાં બંદરો, ડક્કા, ગોડાઉન, બાંધવા અને સમારવા પાછળ ઘણો મોટો ખર્ચ થાય છે. જે બધો પોર્ટ ટ્રસ્ટ કરે છે, સરકાર તેને ઉછીના (લોન) નાણા લેવાની પરવાનગી આપે છે, અને આ નાણાને ચોક્કસ મુદ્દતમાં મુકરર કરેલ રીતે પાછા વાળવાની બાંહેધરી પણ આપે છે. આ પોર્ટટ્રસ્ટના વ્યવસ્થાપકોમાં અગ્રગણ્ય શહેરીઓ વેપારીઓ તથા સરકારી સભ્યો બેસે છે. પોર્ટટ્રસ્ટને ડક્કા ઉપર આવની આગબોટો, ઉતરતા માલ અને ઉતારૂઓ

પાસે તેમજ સુકા ડક્કા (drydock) ની આશ્રય લેતી આગબોટો પાસેથી નક્કી કરેલ ધોરણે પૈસા મળે છે.

Q. 51. What are the duties and functions of the District Collector ?

સ. ૫૧. કલેકટરની ફરજો અને તેનું કાર્યક્ષેત્ર જણાવો.

જીલ્લામાં કલેકટર અગત્યનું સ્થાન ભોગવે છે. કલેકટરને બે જાતની સત્તા હોય છે. (૧) મુલ્કી અમલદાર તરીકે એને મહેસુલ વસુલાત કરવાની હોય છે, અને તાલુકા અને ગામોના ઉપર દેખભાળ રાખવાની હોય છે. અને એના હાથ નીચેના તલાટીઓની મદદથી ગામેગામની જમીન અને તેને લગતી બધી નોંધ રાખવાની હોય છે. (૨) બીજી બાજુથી કલેકટરને મેજીસ્ટ્રેટ તરીકે પોતાના તાલુકાની સુલેહશાંતિ જાળવનાની હોય છે. તેમજ પહેલા દરજ્જાના મેજીસ્ટ્રેટના જેવા કેસો સાંભળવાના હોય છે. કલેકટર મોટે ભાગે જાતે કેસો ચલાવતા નથી પણ પોતાના હાથ નીચેના મેજીસ્ટ્રેટો ઉપર કેસો મોકલી આપે છે. મેજીસ્ટ્રેટ તરીકે પોતે જીલ્લા પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ ઉપર પણ થોડી ઘણી સત્તા ભોગવે છે.

જીલ્લાના આંતરિક વહીવટને માટે કલેકટર જવાબદાર હોવાથી એના તરફથી જે હુકમો નીકળે તેને સીવીલ સર્જન, ઈજનેર અને જીલ્લા પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટોએ માન આપવું પડે છે.

કલેકટરને પોલીસ, કેદખાના, મ્યુનિસિપાલિટી, લોકલબોર્ડ, રસ્તાઓ અને જાહેર બાંધકામ ઉપર દેખરેખ રાખવાની હોય છે. વળી દુકાળ વખતે રાહત આપવાનું તેમજ પૈસા ધીરવાનું કામ એનું હોય છે. જ્યારે પાક ઓછો થાય અથવા ખરાબ ઉતરે ત્યારે તેઓ મહેસુલ બાબતમાં ખેડુતોને રાહત આપી મહેસુલ ઓછું કરી શકે છે અથવા મહેસુલ વસુલ કરવાનું મુલતવી રાખવા બાબતમાં લખાણ કરી ઉપરી અમલદારની રજા મેળવી તે મહેસુલ મુલતવી રાખી શકે છે.

કલેકટરને ગામડાની મહેસુલને લગતું કામકાજ હોય છે તેથી એને

પાક તેની ઉપજ તથા તેને લગતી માહિતી માટે તેમજ ગામડામાં વ્યવસ્થા જાળવવા વર્ષમાં છ માસ ગામડામાં ફરવું પડે છે.

કલેકટર તરીકે વહીવટી હકુમત અને મેજીસ્ટ્રેટ તરીકે ન્યાયાધીશની હકુમત એક જ વ્યકિતના હાથમાં હોય એ કોઇપણ રીતે ઇચ્છિનિય ન ગણાય. આથી જે માણસ હુકમ કરે તેજ તેના વ્યાજબીપણાનો ન્યાય કરે છે. આવી વ્યવસ્થાની સામે હિન્દનો અસંતોષ છે. વળી આ કલેકટરો સનંદી નોકરો હોવાથી તેમજ ઇંગ્લંડમાં શિક્ષણ હોવાથી ગામ સેવકનું કામ કરવા સમર્થ નિવડતા નથી તેમજ ગામ લોકોમાં વિશ્વાસ મેળવી શકતો નથી"

**Q. 52. Compare the cabinet of the British Parliament with the ministry of our province.**

**સ ૫૨. ૧૯૩૫ના બંધારણની અમલમાં આવેલ પ્રાંતિક પ્રધાન મંડળને કેટલે અંશે બ્રિટિશ પ્રધાન મંડળ સાથે સરખાવી શકાય?**

ઇંગ્લંડના અને આપણા દેશના પ્રાંતના પ્રધાનમંડળમાં એક ખાસ સામ્ય એ છે કે બન્ને પ્રધાનમંડળો ધારાસભાને જવાબદાર રહે છે. ઇંગ્લંડમાં જો આમની સભા, અને આપણા દેશના પ્રાંતમાં ધારામંડળ અવિશ્વાસની દરખાસ્ત લાવે તો પ્રધાનમંડળને પોતાનો ઓદ્ધો છોડવો પડે છે. તેટલે દરજ્જે, બન્ને દેશમાં જવાબદાર રાજ્ય તંત્ર છે. બન્ને દેશના પ્રધાનમંડળો દેશના અગત્યના ખાતાઓ સંભાળે છે અને તેની કારવાહી અને નીતિને માટે જવાબદાર રહે છે. પણ આથી આપણે ખુશ થવાનું નથી. ઇંગ્લંડનું પ્રધાન મંડળ ઇંગ્લંડમાં સર્વસત્તાધીશ છે. તે ખરેખરી સત્તા ભોગવે છે. તેની ઉપર લોકમત સિવાય કોઇ સત્તા નથી. તેના ક્ષેત્રમાં કાંઈ અવરોધ નથી. નાણાંનો સંપૂર્ણ કાબુ પ્રધાનમંડળના હાથમાં છે. દરેક જાતના દરેકને માટેના કાયદા ઇંગ્લંડનું પ્રધાનમંડળ બનાવવાની સત્તા ધરાવે છે. ઇંગ્લંડના પ્રધાનમંડળને માટે સુપ્રત અને અનામત જેવા વિષયો નથી. **votable** અને **non votable** જેવી વિગતો નથી. તેમના ઉપર **Veto, Certifica-**

**tion, Individual Judgement; Acting in Discretion, Ordinances** જેવી ચીજો નથી. આ બધી ચીજો આપણા પ્રાંતિક પ્રધાનમંડળની સામે છે. **આપણા પ્રધાનમંડળનું ક્ષેત્ર સંકુચિત અને ગુંગળાયેલું છે.** ગવર્નરની ખાસ સત્તા, જવાબદારી વગેરે ચીજો આપણા પ્રધાનમંડળને કામ કરવા દે તેમ નથી. ઇંગ્લંડનું પ્રધાનમંડળ ખરેખર જવાબદાર રાજ્યતંત્ર ચલાવે છે, ભોગવે છે. તેમના હક્કો અબાધિત અને વિશાળ છે. જ્યારે આપણે ત્યાં તો જવાબદાર તંત્ર આપ્યું છે એ છાયા નીચે આપણને અથડાતા મુકયા છે. કોમ સામુ કોમને; ખાસ હિત સામે બીજા હિતોને, મીલ માલીક સામે મજુરને ખડા કર્યા છે. **ઇંગ્લિંડના અને આપણા પ્રાંતના પ્રધાનમંડળ વચ્ચે સરખામણી ન હોઈ શકે.**

Q. 53. Write a note on "Judiciary"

સ. ૫૩. ન્યાય ખાતા ઉપર ટુંક નોંધ લખો.

હિન્દની પ્રાંતિક અને મધ્યસ્થ સરકારે તેમજ પાર્લામેન્ટે પસાર કરેલ કાયદાનું બરોબર પાલન થાય છે કે નહિ તેમજ તેનો ભંગ કરનારને યોગ્ય શિક્ષા થાય છે કે નહિ તે જોવાનું કામ ન્યાયખાતાનું છે. **ન્યાયખાતુ કારોબારીથી અલગ છે. જુદુ છે. તેના ઉપર કારોબારીનો અંકુશ નથી.** પ્રાંતિક કે મધ્યસ્થ ધારામંડળ કાયદા કરી શકે છે. પણ તેઓની કારોબારી ન્યાયાધીશોની સત્તામાં ડખલગીરી કરી શકતી નથી. **તેમના કાર્યમાં તેમને પૂર્ણ સ્વતંત્રતા અને સત્તા છે.**

બે જાતના–**દિવાની, ફોજદારી–ગુન્હા માટે અદાલતો છે.** દિવાની ગુન્હા ખાનગી વ્યક્તિ કે સંસ્થા સામે હોય છે જ્યારે ફોજદારી વસ્તુતઃ રાષ્ટ્ર સામે હોય છે. બન્ને જાતના ગુન્હેગારો શિક્ષાને પાત્ર છે.

**રચના અને બંધારણ**:–હિન્દના પ્રાંતોમાં હાઇકોર્ટો છે. તેના ન્યાયાધીશો શહેનશાહ નીમે છે. કાયદાના નિષ્ણાતો કે સનંદી નોકરોમાંથી ન્યાયાધીશો પસંદ કરવામાં આવે છે. ન્યાયાધીશ પ્રમાણિક નોકરી બજાવે છે અને હિંમતથી પ્રમાણિકપણે ન્યાય આપે છે ત્યાંસુધી તેની નોકરીનું તેને અભય

વચન હોય છે. **કારોબારી તેને ખસેડી શકતી નથી અને તેથી કારોબારી તેમજ શહેનશાહના મોટામાં મોટા હાકેમ સામે પણ તેઓ હુકમનામુ જાહેર કરી શકે છે.**

**સત્તા અને ફરજો:**—હાઈકોર્ટની ફરજમાં ખાસ નીચલી કોર્ટના ચૂકાદા ઉપર અપીલ સાંભળવી, નીચલી કોર્ટના ચૂકાદા તપાસવા તેમજ પોતે ભારે દાવાઓ ચાલવવા અને તે ઉપરાંત નીચલી કોર્ટનું કામકાજ તપાસવું. એ ખાસ છે.

પ્રાંતોની હાઈકોર્ટના ચુકાદા સામે અપીલ અમુક સંજોગોમાં હિન્દની વરિષ્ઠ અદાલત (Federal court)માં લઇ જવી પડે છે જ્યારે કેટલાક સંજોગોમાં પ્રીવી કૌન્સીલને કરવી પડે છે.

હાઈકોર્ટના હાથ નીચે ડીસ્ટ્રીક્ટ કોર્ટ હોય છે. તેમાં ડીસ્ટ્રીક્ટ જજ હોય છે. તે દિવાની તકરારો સાંભળે છે તેમજ તેજ વ્યક્તિ સેશન જજ તરીકે ફોજદારી ગુન્હા સાંભળે છે.

આ ઉપરાંત મેજીસ્ટ્રેટો, મામલતદારો (કેટલાકને ન્યાયખાતાના હક્કો હોય છે) જુદા જુદા દરજ્જાના હોય છે.

ન્યાયાધીશો ફોજદારી ગુન્હામાં જ્યુરી અને એસેસરોની મદદથી ન્યાય આપે છે.

**Q. 54. State what you know about the Federal Court.**

સ. ૫૪. હિન્દની વરિષ્ઠ અદાલત વિષે માહિતી આપો.

૧૯૩૫ના બંધારણ પહેલા હિન્દમાં મધ્યસ્થ વરિષ્ટ અદાલત હતી નહિ. હિન્દની હાઈકોર્ટના સર્વ ચુકાદા ઉપર અપીલની જ્યારે પણ જરૂર જણાય ત્યારે એડવોકેટ જનરલની રજાથી પ્રીવી કૌન્સિલને અપીલ કરવી પડતી.

**કાર્યક્ષેત્ર અને સત્તા:**—સમવાયતંત્ર શરૂ થાય અને હિન્દના પ્રાંતો જુદા જુદા અંગો થાય. તેમની વચ્ચે **વિવાદગ્રસ્ત પ્રશ્નો** ઉપસ્થિત થાય એ સ્વાભાવિક છે. આવા પ્રશ્નો તેમજ **પ્રાંતોની હદ, હક્ક, અને પ્રાંતો**

અને મધ્યસ્થ સરકારના હકકોનો નિકાલ લાવવા વરિષ્ઠ અદાલત સ્થાપવામાં આવી છે, એટલે કે ટૂંકમાં પ્રાંત પ્રાંત વચ્ચેનો તેમજ પ્રાંત અને મધ્યસ્થ સમુહતંત્રી સરકારનો સંબંધ સ્પષ્ટ કરવા અને તકરારી બીનાનો નિકાલ લાવવા વરિષ્ઠ અદાલત સ્થાપવામાં આવી છે.

સમવાયતંત્રના દરેક અંગને આ અદાલતમાં પોતાની તકરાર પેસ કરવી રહે છે. દેશી રાજ્યોને અંદર અંદર તેમજ કોઇપણ અંગ સાથે ખટરાગ જાગે તો આ અદાલતે જવું રહે છે. વરિષ્ઠ કોર્ટનો ચુકાદો દરેકને બંધન કરતા છે. વરિષ્ઠ અદાલતના ચુકાદા ઉપર કયાંય અપીલ થઇ શકતી નથી. તેનો ચુકાદો આખરી છે.

**રચના:**—વરિષ્ઠ અદાલતમાં એક વડો ન્યાયાધીશ અને બીજા છ ન્યાયાધીશો બેસે છે. જેમાં એક હિન્દી છે. આ અદાલત ઉપર કારોબારીનો કાંઈ અંકુશ રહેશે નહિ. ન્યાયધીશોનો પગાર સમવાયતંત્રની મહેસુલમાંથી આપવો રહેશે.

હિન્દમાં ૧૯૩૭થી વરિષ્ઠ અદાલત સ્થપાઈ ગઈ છે. અને પહેલા વડા ન્યાયધીશ તરીકે સર મોરીસ ગ્વાયર નીમાયા છે. હિન્દી ન્યાયધીશ તરીકે શ્રી જયકર નીમાયા છે.

## Q. 55. Write a short note on the Princes Chamber, its composition and functions.

સ. ૫૫. નરેન્દ્રમંડળ તેના ઉદ્દેશ, ક્ષેત્ર અને બંધારણ ઉપર ટૂંક નોંધ લખો.

મોન્ટેગ્યુ ચેમ્સફર્ડના અહેવાલમાં એમ સૂચન કરવામાં આવ્યું હતું કે હિન્દી રાજાઓએ પોતાના હક્કો તથા હિત માટે એક મંડળ સ્થાપવું જોઈએ કે જેથી મંડળ એકત્રિત રીતે તેમના લગતી વાત પાર્લમેન્ટ આગળ પધ્ધતિસર યોગ્ય સ્વરૂપમાં રજુ કરી શકે.

**મંડળનો હેતુ:** હિન્દના મુખ્ય દેશી રાજ્યો વચ્ચે ગાઢ સંબંધ થાય, સહકાર વધે, સામાન્ય હિતો સચવાય અને બ્રિટિશ સરકાર તેમની માગણી યોગ્ય સ્વરૂપમાં સમજી શકે તે છે. ૧૯૧૯ના મોન્ટેગ્યુ ચેમ્ફર્ડ સુધારાની સૂચનાથી

પ્રેરાઇ ૧૯૨૧માં ડયુક ઓફ કોનોટને હાથે મંડળ ખૂલ્લું મુકવામાં આવ્યું છે.

**સભ્યોની લાયકાત**–આ મંડળમાં જે દેશી રાજ્યોને અગીઆર તોપની સલામી મળતી હોય તેઓ સભ્ય થઇ શકે છે. ૧૦૯ સભ્યોને નરેન્દ્ર મંડળમાં બેસવાનો હક્ક છે. નીચા દરજ્જાના રાજાઓ પ્રતિનિધિઓ મોકલી શકે છે. સભ્યો પોતામાંથી એકને ચેન્સલર ચૂંટી કાઢે છે.

કાર્યક્ષેત્ર–આ મંડળની સ્થાપનાથી જેવી આશા રાખવામાં આવી હતી તેવી પાર પડી લાગતી નથી. દેશી રાજ્યો બધા એના સભ્યો નથી. તેમજ બધા સરખો અને આગળ પડતો ભાગ પણ નથી લેતા. સમવાય-તંત્રની યોજનામાં દાખલ થવું કે નહિ તે પ્રશ્નોનો વિચાર કરવા વારંવાર સભાઓ મળે છે. છતાં મંડળમાંથી બેસુરા નાદ વધુ સંભળાય છે. અને હજુ નરેન્દ્રમંડળ સમવાયતંત્રમાં જોડાવું કે નહિ તે બાબતમાં આખરી નિર્ણય ઉપર આવી શક્યું નથી.

આ નરેન્દ્રમંડળની સ્થાપનાથી હિન્દના રાજકીય પક્ષોમાં એક વધુ પક્ષનો ઉમેરો થયો છે. નરેન્દ્રમંડળ લોકોની લોકશાસન મહેચ્છાને અવરોધ કરનાર તત્ત્વ છે. હિન્દમાં બ્રિટિશ સલ્તનત સાથે પોતાના હિત માટે અને બ્રિટિશ સલામતી માટે હાથમાં હાથ મિલાવી ચાલનાર એક પક્ષ વધારે પદ્ધતિસર મજબુત સ્વરૂપમાં મુકાયો છે, આથી કરીને હિન્દના લોકનેતા અને લોક અભિપ્રાય નરેન્દ્રમંડળ તરફ સારી લાગણીથી જોતા નથી.

## Q. 56. Write a short note on the classifiaction of Indian States.

**સ. ૫૬. હિન્દના રજવાડાઓના વર્ગીકરણ ઉપર નોંધ લખો.**

હિન્દમાં આજે પાછલા રાજવીઓના વંશમાંના કેટલાક હજુ સત્તા ભોગવે છે. તેઓ આજે બ્રિટિશ શહેનશાહને સર્વભૌમ સત્તા તરીકે સ્વીકારીને તેમના છત્ર નીચે પોતાનું અસ્તિત્વ ટકાવી રહ્યા છે. આવા નાના મોટા લગભગ ૭૦૦ રાજવાડા બ્રિટિશ હિન્દમાં છે. આ સર્વ એકજ દરજ્જાના નથી. તેમના ઈતિહાસ, સંસ્કાર, પ્રગતિ, વિસ્તાર, આવક વગેરેમાં ઘણો તફાવત છે.

આ દેશી રાજ્યોમાં તેમના રાજકીય મહત્વ, આવક, વિસ્તાર, તેમના દરજ્જા વગેરે દૃષ્ટિએ ત્રણ વર્ગો પાડ્યા છે. (૧) **પહેલા વર્ગના** દેશી રાજ્યોમાં બ્રિટિશ રેસીડન્ટ રાખવામાં આવે છે અને તે વાઇસિરોય સાથે સીધો સંબંધ રાખેછે.અને રાજવીને કામમાં મદદને સલાહ આપેછે.(૨) **બીજા વર્ગના** દેશી રાજ્યોના જુથ કરવામાં આવ્યા છે. તમને દરેકને માટે રેસીડન્ટ નથી હોતો પણ અમુકના સમુહ દીઠ એક પોલીટીકલ રેસીડન્ટ રાખવામાં આવે છે અને તેમને સર્વને આ રેસીડન્ટ મારફતે ગવર્નર જનરલની દેખરેખ નીચે રાખવામાં આવે છે. જ્યારે (૩) **ત્રીજા વર્ગના** દેશી રાજ્યો માટે પોલીટીકલ એજન્ટ રાખવામાં આવે છે અને તે પ્રાંતિક ગવર્નરના હાથ નીચે મુકવામાં આવેલ છે.

આ ત્રણે જાતના રાજવીઓને વધુ ઓછી તોપનું માન આપવામાં આવે છે. પહેલા વર્ગમાં વડોદરા, નિઝામ, મ્હૈસુર, ગ્વાલીઅર, અને કાશ્મીર ને બીજા વર્ગમાં બિકાનેર જોધપુર, કોટા જેવાનો અને ત્રીજામાં કપુરથાલા કુચબીહાર વગેરેનો સમાવેશ થાય છે.

## Q 57. Describe the existing political relation between the Indian States and the British Crown.

સ. ૫૭. દેશી રાજવી અને શહેનશાહ વચ્ચેનો સંબંધ લખો.

દેશી રાજાઓ અને **શહેનશાહ** વચ્ચેનો સંબંધ ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ કરેલ કરાર પર મુખ્યત્વે કરીને આધાર રાખે છે. આજે હિન્દના **બધાજ દેશી રાજવીએ બ્રિટિશ સરકારને સર્વભૌમ સત્તા તરીકે સ્વીકારી** છે. અને તેઓને બ્રિટિશ સરકાર **બહારના હુમલાથી રક્ષણ** આપવાને બંધાયલી છે. તેમજ **આંતરિક હુમલાથી** પણ બચાવવા બંધાયલી છે. જેના બદલમાં સર્વભૌમ સત્તાને **નાણા અને લશ્કરની જરૂરી મદદ** આપવા દેશી રાજવીઓ બંધાયલા છે. આ ઉપરાંત બાહ્ય સંબંધ બાબતમાં એટલે કે દેશી રાજ્યો વચ્ચેના અને હિન્દ બહારના અને દેશી રાજવીઓ વચ્ચેના સંબંધમાં **બ્રિટિશ સરકારની મારફતેજ લખાપટી**

થવી જોઈએ એવી સરત છે. પરદેશી રાજ્ય સાથે યુદ્ધ સંધી કે વેપારી કરાર બ્રિટિશ સરકારની પરવાનગી વગર દેશી રાજ્યથી થઈ શકે નહિ. દેશી રાજ્યોની તકરાર અને મતભેદ માટે બ્રિટીશ સરકાર ન્યાયાધીશ રહે એવી વ્યવસ્થા છે સમવાયતંત્ર અમલમાં આવ્યા બાદ ફેડરલ કોર્ટની આ સત્તા રહેશે.

દેશી રાજ્યો પોતાના આંતરિક વહીવટમાં સ્વતંત્ર રહે અને તેમાં બને તેટલી ઓછી ડખલગીરી બ્રિટિશ સરકારે કરવાની છે છતાં દેશી રાજવી મદદ માંગે ત્યારે બ્રિટિશ સરકાર કરાર આધારે મદદ આપવાને બંધાયલી રહે છે.

**Q. 58. When how and under what condition the Indian Princes will join the Federation ?**

સ. ૫૮. કયારે કેવી રીતે અને કેવા સંજોગોમાં દેશીરાજાઓ સમવાયતંત્રમાં જોડાશે ?

હિન્દના ૭૦૦ રજવાડામાંથી મુખ્યત્વે ૧૦૯ મોટા છે. કેટલાક તો થોડા એકર કે વીઘાં જમીનનાજ રાજાઓ છે. આ ૧૦૯ રજવાડા જ નરેન્દ્રમંડળમાં બેસવાનો અધિકાર ભોગવે છે. દેશી રાજાઓને સમવાયતંત્રની રાજસભામાં ૧૦૪ અને લોકસભામાં ૧૨૫ પ્રતિનિધિ મોકલવાનો હક્ક છે. આ પ્રતિનિધિઓ રાજાની પસંદગીના હોવા જોઈએ. રાજા પોતે પોતાની પ્રજાને પ્રતિનિધિ ચૂંટવાનો અધિકાર આપે છે કે નહિ તે બ્રિટિશ સરકાર જોશે નહિ. કોઇ રાજા આ હક્ક પ્રજાને આપે તેમ બને તેવું નથી. એટલે એકંદરે દેશી રાજની પ્રજાનું પ્રતિનિધિત્વ થનારજ નથી. વળી સમવાયતંત્ર ત્યારે જ અસ્તિત્વમાં આવે જ્યારે દેશી રાજ્યોની કુલ્લે વસ્તીના અડધા કરતા વધુ ભાગના રાજ્યો જોડાય અને પાર્લમેન્ટની બન્ને સભાઓ અને શહેનશાહ ઢંઢેરાથી સમવાય તંત્ર જાહેર કરે. એક વાર કોઈપણ દેશી રાજ્ય સમવાય તંત્રમાં જોડાય ત્યાર પછી તે કોઈપણ રીતે તેમાંથી પાછુ ખસી જઈ શકશે નહિ.* જે કરારનામાને (Intrument of Accession) આધારે રાજા જોડાશે તે તેને અને તેના વારસોને બંધનકર્તા રહેશે. દેશી રાજ્યો પોતાના આંતરિક વહીવટમાં સ્વતંત્ર રહેશે છતાં અખિલ હિન્દ પ્રશ્નોમાં તેમજ બીજી

કેટલીક બાબતોમાં સંયુક્ત સરકારની સત્તા નીચે રહેશે. પોતાના હક્કની તકરાર પડે તો ફેડરલ કોર્ટનો નિર્ણય આખરી ગણાશે.

૧૯૪૦ ની શરૂઆત સુધી સમવાય તંત્ર અસ્તિત્વમાં આવ્યું નથી. જર્મન ઇંગ્લંડ વિગ્રહ જે ૧૯૩૯ની આખરે જાહેર થયો છે તેથી અને અનેક બીજા કારણોથી સમવાયતંત્રને દાખલ કરવાનો પ્રશ્ન ખોરંભે પડયો છે, જો કે તે ઉડી ગયું તો નથી. વળી સમવાયતંત્રમાં જોડાવા માટે દેશી રાજાઓ ઘણા ગુંચવાય છે, કારણ કે મધ્યસ્થ, પ્રાંતિક અને બ્રિટિશ સરકાર સાથે વારંવાર અથડામણમાં ઉતરવાના પ્રસંગો, તેમજ પોતાની સ્વતંત્રતા પર તેમને કાપ પડતો લાગે છે. વળી દેશીરાજ્યની પ્રજાને સમવાયતંત્રમાં પ્રતિનિધિત્વ મળતું નથી તેથી તેઓ પણ રાજી નથી. આજે ૧૯૪૦ની શરૂઆતમાં તો સમવાયતંત્ર હવામાં ક્યાંક લટકે છે.

Q. 59. What are the principle defects in the smooth working of the Provincial Autonomy ?

સ. ૫૯. પ્રાંતિક સ્વરાજની અંદર શી ખામી છે તે જણાવો ?

નવા ૧૯૩૫ના બંધારણથી જે પ્રાંતિક સ્વાતંત્ર્ય આપવામાં આવ્યું છે એ ભ્રમ છે. ૧૯૩૭ની પહેલી તારીખથી આ નવા બંધારણ પ્રમાણે વહીવટ શરૂ થયો છે. મુખ્ય ખામીઓ નીચે પ્રમાણે છે.

(૧) ગવર્નરની સત્તા ઘણી બહોળી છે. તે પોતાની સત્તાથી પ્રધાનોની સલાહ પૂછ્યા વગર પણ અનેક પગલાઓ ભરી શકે છે. કાયદા બનાવી શકે છે. નાણા ખર્ચી શકે છે.

(૨) પ્રધાનમંડળ ગવર્નરના દાબ નીચે રહે છે, કારણ કે ગવર્નર મરજીમાં આવે ત્યારે તેને બરખાસ્ત કરી દઇ શકે છે. તેની રચના અને કાર્યક્ષેત્ર પણ તેજ નક્કિ કરે છે.

(૩) ફક્ત ધારામંડળને કાયદા ઘડવાની સત્તા જવાબદાર તંત્રમાં હોવી જોઈએ તેને બદલે ગવર્નર પોતે પણ કાયદા ઘડે છે.

(૪) પ્રધાનોના હાથ નીચેના ખાતાઓના મંત્રી તરીકે જે સનંદી નોકરો છે તે પ્રધાનોના હાથ નીચે ગણાતા નથી આથી કરીને

ખાતામાં શિસ્ત જળવાય નહિ એ સ્વાભાવિક છે.

(૫) પ્રાંતોમાં જવાબદાર રાજ્યતંત્રજ નથી કારણ કે **ગવર્નર સ્વનિર્ણય, સ્વમત, ખાસ જવાબદારી, લઘુમતી** વગેરેના બહાના નીચે પોતાની મરજી પ્રમાણે રાજ્ય ચલાવી શકે છે.

(૬) જે જે પ્રાંતોમાં બન્ને સભા છે ત્યાં બન્નેના અધિકાર સરખા છે. આથી જવાબદાર રાજ્યતંત્ર સંભવે નહિ.

Q. 60. What are the defects of the Indian Federation ?

સ. ૬૦. હિન્દી સમવાયતંત્રની ખામીઓ જણાવો.

(૧) સમવાયતંત્રના પ્રત્યેક અંગોમાં એકધારો રાજવહીવટ હોવો જોઈએ. હિન્દી સમવાયતંત્રમાં બ્રિટિશ પ્રાંતો પૂર્ણ સ્વતંત્ર થાય તોપણ દેશી રાજ્યોની પ્રજા જવાબદાર રાજ્યતંત્ર પામતી નથી આથી બ્રિટિશ પ્રાંતો અને દેશી રાજ્યોમાં **એકધારો રાજવહીવટ રહેતો નથી.**

(૨) સમવાયતંત્રના ધારામંડળમાં બ્રિટિશ હિન્દના સભ્યો ચૂંટાઈ ને જશે જ્યારે દેશી રાજ્યોના સભ્યો નિમાઇને જશે. **આથી ખરૂ લોક પ્રતિનિધિત્વવાળુ સમવાયતંત્ર ન રહેશે.**

(૩) સમવાયતંત્રની મધ્યસ્થ સરકારમાં અનામત અને સુપ્રત એમ બે વિભાગો પાડી **દ્વીમુખી પદ્ધતિ રાખી** છે. આથી આ રાજ્ય વ્યવસ્થા ધારામંડળને જવાબદાર રાજ્ય વ્યવસ્થા નહિ બને.

(૪) હિન્દુસ્તાનની વસ્તીનો ૨૦ ટકા ભાગ દેશી-રાજ્યોની હદમાં રહે છે, છતાં દેશી રાજ્યોને મધ્યસ્થ રાજસભા અને લોકસભામાં ૩૩ અને ૪૦ ટકા જેટલું **પ્રતિનિધિત્વ** મળે છે. આ **યોજના ગેરવ્યાજબી છે.**

(૫) સમવાયતંત્રના રાજ્ય બંધારણમાં કાંઇ ફેરફાર કરવો હોય તો બધા અંગોએ એક સાથે વિચાર દર્શાવવો તેમ છે, પછી પાર્લામેન્ટ યોગ્ય લાગે તો ફેરફાર કરે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે **સાર્વભોમ સત્તા** સંયુક્ત હિન્દી સરકારના હાથમાં નથી પણ **પાર્લામેન્ટના હાથમાં** છે.

Q. 61. State the system of Franchise as it exists in Bombay Presidency for the Legislative Council and the Legislative Assembly.

સ. ૬૧ મુબઈ પ્રાંતિક સરકારની રાજસભા અને લોકસભાના મતદારોની લાયકાત જણાવો.

ધારામંડળના મતાધિકારનું ધોરણ પ્રાંત પ્રાંતમાં જુદુ છે. મુંબઈ પ્રાંતમાં તે નીચે મુજબ છે.

**સામાન્ય જરૂરી લાયકાતઃ—**

(૧) ૨૧ વર્ષની ઉંમર; (૨) ચૂંટણી પહેલાના વર્ષમાં ચૂંટણી વિભાગમાં ૧૮૦ દિવસનો વસવાટ; (૩) બ્રિટિશ હિન્દનો વતની.

**રાજસભા માટેની લાયકાતઃ**—(Legislative Council)

**અ.** (૧) વાર્ષિક રૂા. ૧૫૦૦૦ કે તેથી ઉપરનો આવકવેરો ભરનાર
(૨) ગામનો જાગીરદાર; સરદાર
(૩) વાર્ષિક રૂા. ૩૦૦ કે તેથી વધુ જમીન મહેસુલ ભરનાર
(૪) માસિક રૂા. ૨૫૦ કે વધુ પેન્શન મેળવનાર
(૫) હિન્દની ધારાસભા, પ્રધાનમંડળ, કે કારોબારીનો સભ્ય
(૬) કોર્પોરેશનનો મેયર અને શેરિફ
(૭) મ્યુનિસિપાલિટી કે લોકલબોર્ડના બીનસરકારી પ્રમુખ
(૮) યુનિવર્સિટીનો ફેલો.
(૯) ફેડરલ કોર્ટ કે હાઈકોર્ટના ન્યાયાધીશ
(૧૦) ખાનબહાદુર, વગેરે ખિતાબ ધરાવનાર

ઉપર મુજબ લાયકાત ધરાવનાર સ્ત્રી પણ મત આપી શકશે.

**બ સ્ત્રીની ખાસ લાયકાતઃ—**

(૧) રૂા. ૩૦૦૦૦ કે વધુ આવક પર આવકવેરો ભરનારની પત્ની
(૨) રૂા. ૨૫૦ કે તેથી વધુના પેન્શનરની પત્ની
(૩) ખિતાબધારીની પત્ની
(૪) રૂા. ૨૦૦૦ કે વધુ મહેસુલ ભરનારની પત્ની

**લોકસભા માટેની લાયકાતઃ—**

સ્ત્રી અને પુરુષ દરેકને માટે.
(૧) આવકવેરો ભરનાર

(૨) રૂા. ૮ થી વધુ વાર્ષિક મહેસુલ ભરનાર

(૩) અ મુંબઈ શહેરમાં વાર્ષિક રૂા. ૬૦નું ભાડુ ભરનાર અથવા તેટલુ ભાડુ ઉપજે તેવા ઘરનો માલીક

બ બીજા શહેરોમાં રૂા. ૧૮ ભરનાર ભાડુત તથા રૂા. ૭૫૦ ની કિંમતના ઘરનો માલીક

(૪) મુંબઈ યુનિવર્સિટીનું મેટ્રીકનું સર્ટીફીકેટ ધરાવનાર

(૫) સરકારી પેન્શનર

ઉપર મુજબ લાયકાત ધરાવનાર સ્ત્રીઓ મત આપી શકે છે, અને તે ઉપરાંત નીચેની લાયકાત ધરાવનાર સ્ત્રીઓને પણ મત આપવાનો હક્ક છે.

(૧) કોઈપણ ભાષા લખી વાંચી જાણનાર (પ્રાથમિક ધો. ૪થુ પસાર હોય તે).

(૨). રૂા. ૩૬ વાર્ષિક ભાડુ ભરનારની પત્ની.

(૩) રૂા. ૩૨ વાર્ષિક જમીન મહેસુલ ભરનારની પત્ની.

(૪) હિન્દી લશ્કરી અમલદારની વિધવા કે માતા જેને સરકાર તરફથી વર્ષાસન મળતું હોય.

# બ્રિટનનું રાજ્ય બંધારણ

Q. 62. Trace briefly the development of the British Constitution.

સ. ૬૨. બ્રિટિશ બંધારણનું ઘડતર કેવી રીતે થયું તે ટુંકમાં જણાવો.

જગતના બધા દેશોમાં ઇંગ્લંડનું બંધારણ અનોખુ અને જુનુ છે. **આ બંધારણ વર્ષોથી તૈયાર થાય છે. હજી પુરુ થઈ રહ્યું નથી. સતત્ ફાલતું વૃક્ષ છે.** આ બંધારણ લેખીત અને અણલેખિત બન્ને રીતે છે.

આઠમી સદીમાં એંગ્લોએકસન રાજાઓ અગત્યની બાબતમાં **વિટાનની સલાહથી રાજ્યકારભાર કરતા.** વિટાનના સભ્યો ફક્ત સલાહકાર જ હતા. તેમના હાથમાં કાંઈ સત્તા ન હતી.

વિજેતા વિલિયમે ઈંગ્લંડ જીતી મજબુત મધ્યસ્થ સત્તા સ્થાપી અને બધી સત્તા પોતાના હસ્તગત કરી. રાજા સર્વ શક્તિશાળી ગણાવા લાગ્યો. **અને વિલિયમે વિટાનને મોટી કાઉન્સીલના રૂપમાં ફેરવી નાંખી** રાજ્યવ્યવસ્થા માટે જુદા જુદા અમલદારોની નિમણુક કરી.

હેનરી બીજાએ પોતાના રાજ્યકાળમાં મોટી કાઉન્સિલની સત્તા ઘણી વધારી મુકી. રાજયની અગત્યની બધી બાબતોમાં તે આ કાઉન્સિલની સલાહ લેવા લાગ્યો. **હેનરીએ ન્યાય પદ્ધતિમાં ઘણા અગત્યના સુધારા કર્યાં** તેમજ **જ્યુરીની પ્રથા દાખલ કરી.**

હેનરીના પછી **મહાન ફેરફાર જોહ્નના રાજ્યકાળમાં થયો અને ઈ. સ. ૧૨૧૫માં મહાન દસ્તાવેજ** ( Magna Charata) તેની પાસેથી લખાવી લીધો. **આ દસ્તાવેજથી રાજાના હાથમાંની સત્તા સરી પડી.** અને નક્કિ થયું કે રાજા પ્રજાની મરજી વગર કર નાંખી શકે નહિ, યોગ્ય રીતે ન્યાય આપે, કોઈને જેલમાં પુરી શકે નહિ. આ દસ્તાવેજ ઈંગ્લિંડના લોકોની મહાન દોલત છે.

૧૨૬૫માં સાઇમિન ડી મોન્ટફોર્ડની સલાહથી હેનરી ત્રીજાએ પાર્લમેન્ટ બોલાવી અને તેમાં આમવર્ગના રાજાની પસંદગીના સભ્યોને સલાહ માટે બોલાવવામાં આવ્યા. પણ સાચા ચૂંટાયેલા લોક પ્રતિનિધિવાળી **આદર્શ પાર્લમેન્ટ તો એડવર્ડ પહેલાએ ૧૨૯૫માં બોલાવી.** તેણે પોતાની સત્તા વધારવા અને લોકોમાં વહાલા થવા લોકોની સત્તા વધારી આપી.

પ્લેન્ટાજીનેટ વંશજો આવ્યા તે દરમ્યાન પાર્લમેન્ટે નબળા રાજા પાસેથી સત્તા ખુંચવી લીધી. હેનરી ચોથાના રાજ્યકાળમાં તો ઘણા હક્કો પાર્લમેન્ટે પ્રાપ્ત કરી લીધા. (૧) રાજાને કરવેરા નાખવાની સત્તા નહિ (૨) નાણા બીલ આમસભામાં જ પસાર થાય. (૩) પ્રધાનો ભૂલને માટે પાર્લમેન્ટને જવાબદાર રહે. (૪) ઉમરાવોની સત્તા ઘટાડી દેવામાં આવી.

ટયુડર વંશમાં રાજા મજબુત અને બુદ્ધિશાળી આવ્યા, અને પાર્લમેન્ટની સત્તા સામે ન થયા. આ સમયમાં રાજા અને પાર્લમેન્ટ મજબુત થયા હતા.

સ્ટુઅર્ટ વંશમાં રાજાના દૈવી હક્ક અને ઈશ્વરીઅંશની સામે પાર્લમેન્ટે હાક મારી લોકમત વ્યવસ્થિત કર્યો. રાજા પ્રજામતની અવગણના કરવા

માંગતા હતા ચાર્લ્સ પહેલાએ હક્કની અરજી પર સહી કરી તેનીઅવગણના કરી. પરીણામે તેનું માથું ધડથી જુદુ થયું. ચાર્લ્સ બીજા પાસે હેબિયસ કોર્પસનો કાયદો પસાર કરાવ્યો. જેઈમ્સે પ્રજામત વિરૂધ્ધ રાજ્ય કરવા માંડયું અને પરિણામે પાર્લામેન્ટે જેઈમ્સને પદભ્રષ્ટ કરી વિલિયમને ગાદી આપી. વિલિયમના રાજ્યકાળમાં પાર્લામેન્ટ સર્વસત્તાધીશ થઇ.

હેનોવર વંશમાં પાર્લામેન્ટે પદ્ધતિસર કામ કરવા માંડયું. કેબિનેટ અને વડાપ્રધાનનું અસ્તિત્વ બંધારણમાં આવ્યું. ૧૮૩૨માં પાર્લામેન્ટને નવા સ્વરૂપમાં લાવવામાં આવી અને તે પ્રજાપ્રતિનિધિ સંસ્થા બની. મહારાણી વિકટોરિયાના સમયમાં ખાનગીમત પદ્ધતિ સ્વીકારાઈ અને છેવટે ૧૯૧૧માં ઉમરાવ સભાની સત્તા ઘટાડી તેને શોભાનીજ સભા તરીકે રાખી. ૧૯૧૪ના મહાન વિગ્રહમાં સ્ત્રીઓએ અનુપમ સેવા બજાવી તથા પોતાની શક્તિનું ભાન કરાવ્યું જેથી તેઓને મતાધિકાર અને સમાન દરજ્જો આપ્યા.

Q. 63. What are the prerogatives of the British Sovereign ?

સ. ૬૩. ઇંગ્લંડના રાજાના વિશિષ્ટ હક્કો જણાવો.

(૧) રાજા પાર્લામેન્ટ બોલાવી શકે, મુલ્તવી રાખી શકે કે બરખાસ્ત કરી શકે છે.

(૨) રાજાની સહી ન મળે ત્યાંસુધી કોઇપણ કાયદો ઘડી શકાતો નથી.

(૩) રાજાજ લડાઈ જાહેર કરે છે.

(૪) રાજાજ કોઇપણ સંધી કરે છે.

(૫) વડાપ્રધાન, પ્રધાનો, અને બીજા મોટા અમલદારોની નિમણુક રાજા જાતે કરે છે.

(૬) રાજા અમીરો બનાવી શકે છે.

(૭) રાજા ન્યાય, દયા, અને ક્ષમાનું કેન્દ્ર છે. એજ, ગુન્હેગારને માફી બક્ષી શકે છે. એના નામથીજ ન્યાય અપાય છે.

(૮) રાજ્યની કારોબારીનો સર્વોપરિ સત્તાધીશ એ જ છે.
(૯) દેશનો ધર્મોપરિ અધિકારી રાજા છે.
(૧૦) સર્વ કાયદા રાજા ઘડે છે અને તેના નામથી અમલ થાય છે.

ઉપરોક્ત બધા રાજાના વિશિષ્ટ હક્કો છે. આ તેના કાયદાપૂર્વકના હક્કો ગણાય છે. પણ **રાણી એનના સમય પછી કદી આ હક્કો રાજાએ ભોગવવાની ઇચ્છા કરી નથી** કે પ્રયાસ કર્યો નથી. આ બધા હક્કોનો રાજા વડાપ્રધાનની સલાહથી અમલ કરે છે. જો કોઇ રાજા પોતાની અંગત મરજી પ્રમાણે અમલ કરવા જાય તો તેને રાજ્ય ગુમાવવું પડે એવો ભય ઉત્પન્ન થાય છે.

Q. 64. How does the Parliament act as a check on the king's prerogatives.

or

Show that the king cannot exercise his prerogatives against the will of the House of Commons.

સ. ૬૪. "રાજા પોતાના વિશિષ્ટ હક્કો ભોગવી શકતા નથી પણ પાર્લમેન્ટ તેનો અમલ કરે છે' સમર્થન કરો.

જે જે વિશિષ્ટ હક્કો રાજાના છે તે સર્વે પાર્લમેન્ટ ભોગવે છે. રાજા પોતાના કોઇપણ હક્કનો અમલ કરી શકતા નથી. જે જે હક્કો છે તેનો અમલ વડાપ્રધાન પોતાના પ્રધાનમંડળની સાથે રહીને રાજાના નામથી કરે છે. આજે તો રાજા સિદ્ધાંતમાં જ વિશિષ્ટ હક્કો ભોગવે છે.

જો કોઈ રાજા પોતાના વિશિષ્ટ હક્કોનો ઉપયોગ અંગત મરજી પ્રમાણે કરવા ધારે તો પાર્લમેન્ટ તેને તેમ કરતા અટકાવી શકે છે. જો રાજા પ્રધાનમંડળ અને પાર્લમેન્ટ વિરૂદ્ધ જાય તો પાર્લમેન્ટ રાજાને માટે વાર્ષિક અપાતું ખર્ચ બંધ કરે છે. તેમજ લશ્કર માટેનું બીલ પસાર કરતી નથી અને જો બીલ પસાર ન થાય તો લશ્કરના નિભાવ માટે કરવેરા કે નાણાં મળી શકતા નથી. ઈંગ્લંડના બંધારણમાં એવી આંટીઘુંટી છે કે જેને પરિણામે રાજાએ નમતું મુકવું પડે છે; અને જો તેમ ન કરે તો પાર્લમેન્ટ તેને પદ-

પ્રષ્ટ કરી શકે છે. એટલે પરિણામે સર્વ વિશિષ્ટ હક્કો ઉપર પાર્લા-મેન્ટનો કાબુ રહે છે અને તે પાર્લમેન્ટજ ભોગવે.છે.

**Q. 65. Why does England love monarchy in this era of democracy ?**

**સ. ૬૫. લોકશાસનના જમાનામાં ઇંગ્લંડ રાજસત્તાક રાજ્યને કેમ ચાહે છે**

ઇંગ્લિંડનું રાજ્યબંધારણ વિચિત્ર છે. જે શબ્દોમાં દેખાય છે તે વસ્તુતઃ નથી, બંધારણના દસ્તાવેજો અને કાનુનો પરથી રાજા સર્વોપરિ અને સર્વ-શક્તિશાળી લાગે છે. ઇંગ્લિંડનો રાજા રશીયાના ઝાર કરતા પણ વધુ આપખુદ લાગે છે પણ ખરી રીતે રાજાનીસત્તા નામનીજ છે. તેના હાથમાં કારોબારી કે કાયદા વિષયક કાંઇપિણ સત્તા નથી જે કાંઇ સત્તા વિશિષ્ટ હક્ક તરિકે જાણીતી છે તે સર્વનો પ્રધાનમંડળ પોતે અમલ કરે છે. રાજા પાર્લમેન્ટની વિરૂદ્ધ એક પગલુ પણ ભરી શકતો નથી. રાજાને તો પાર્લમેન્ટના વિધિપૂર્વક પસાર થયેલ પ્રત્યેક બીલ ઉપર સહી કરેજ છુટકો છે.

જ્યારે આમ રાજા કોઇપણ રીતે પ્રજાના હક્ક ઉપર તરાપ મારી શકતો નથી અને તેનાથી બીજા લાભ થાય છે તો પછી તેને કાઢે શો ફાયદો ? ઇંગ્લંડનું બંધારણ પ્રજાસત્તાકજ છે. રાજા તો ફક્ત એક પ્રતિક તરીકેજ છે.

રાજા રાજ્યમાં કાંઇપિણ ડખલ કરી શકતા નથી. છતાં રાજા જુદા જુદા સંસ્થાનોને જોડનાર સોનેરી સાંકળનો તે એક અંકોડો છે. રાજાના નીચે દરેક પક્ષ સલામત લાગે છે, રાજા નિષ્પક્ષપાત છે, દેશ પરદેશમાં ઇંગ્લિંડની પ્રતિષ્ઠાનું પ્રતિક છે, અને તેના લાંબા અનુભવનો તે પ્રધાનમંડળોને લાભ આપે છે. કારણ કે તેના રાજ્યકાળ દરમ્યાન અનેક પક્ષો રાજ્ય વ્ય-વસ્થા સંભાળી જાય છે વળી રાજા સમાજમાં એક આદર્શ શહેરી તરીકે પ્રજા ઉપર છાપ પાડે છે.

રાજા નુકશાન કરી શકતો નથી અને તેનાથી લાભ જ થાય છે, તેથી ઇંગ્લિંડ રાજાના હાથ નીચે પોતાનો રાજ્યકારભાર સમાલે છે. ઇંગ્લિંડ દેખાય છે રાજાસત્તાક પણ ખરી રીતે છે પ્રજાસત્તાક.

**Q. 66. What is Cabinet ? How is it formed ? Describe the composition and the functions of the Cabinet.**

સ. ૬૬. કેબિનેટ શું છે? તેની રચના કેવી છે? તેનું બંધારણ અને કાર્યક્ષેત્ર જણાવો.

**કેબિનેટ શું છે?** ઇંગ્લંડનું રાજ્ય ઉમરાવ અને આમસભાની મદદથી રાજા કરે છે. આ વહીવટમાં બધી સત્તા આમસભાના જ હાથમાં છે. આમસભામાં એકંદરે ૬૧૫ સભ્યો છે. આ બધા સભ્યો રાજ્યકારભાર કરી શકે જ નહિ. કારણ કે જો બધા જ કરે તો તે અવ્યવસ્થા જ થાય. આથી કરીને રાજા આમસભામાંથી એક મોટું પ્રધાનમંડળ (Ministry) ૪૦ થી ૫૦ સભ્યોનું પસંદ કરે છે. આ પ્રધાનમંડળના સભ્યોની સંખ્યા પણ મોટી હોવાથી વળી આ મંડળમાંથી ૧૫ થી ૨૦ સભ્યોનું એક નાનું પ્રધાનમંડળ બનાવવામાં આવે છે તેને કેબિનેટ કહેવામાં આવે છે. ઇંગ્લંડની બધી રાજ્ય વ્યવસ્થા નાના પ્રધાનમંડળ "કેબિનેટ"ના હાથમાં રહે છે.

**રચના :** પાર્લમેન્ટની આમસભાની ચૂંટણી થયા પછી જે પક્ષ બહુમતીવાળો હોય તેના નેતાને રાજા બોલાવે છે અને તેને પ્રધાનમંડળ રચવાનું કહે છે. આ નેતા ભારે લાગવગ ધરાવનાર વ્યક્તિ હોય છે તે પોતાની સાથે બીજા લગભગ ૪૦ સભ્યોને લઈને મીનીસ્ટ્રી બનાવે છે. મીનીસ્ટ્રીના સભ્યોમાંથી લગભગ વીસ સભ્યોને પસંદ કરી એક નાનુ પ્રધાનમંડળ રચે છે અને તેના સભ્યોને એક એક ખાતુ કારભાર માટે સોંપવામાં આવે છે. આ નાનું પ્રધાનમંડળ તે જ કેબિનેટ.

**કાર્યપધ્ધતિ** કેબિનેટના દરેક સભ્યને એક એક ખાતુ સોંપવામાં આવે છે. પ્રધાન સનંદી નોકરોની મદદથી કારભાર ચલાવે છે. પ્રધાનમંડળ જે નીતિ નકકી કરે તે પ્રમાણે પ્રધાને કામ કરવું પડે છે. જો પોતાનો મત જુદો હોય તો પ્રધાને રાજીનામું આપવું પડે છે.

**આખુ પ્રધાનમંડળ સંયુક્ત જવાબદારીથી રાજ્ય ચલાવે છે.** પાર્લમેન્ટ આગળ એક વ્યક્તિ તરીકે આખુ પ્રધાનમંડળ પોતાની નીતિ મુકે

છે અને તેનો બચાવ કરે છે. પ્રધાનમંડળની નીતિ જો પાર્લામેન્ટને નાપસંદ હોય તો આખુ પ્રધાનમંડળ રાજીનામુ આપે છે અગર પ્રધાનમંડળ રાજાને પાર્લામેન્ટ વિસર્જન કરી ફરી ચૂંટણી કરવાની સલાહ આપે છે.

જ્યારે પણ કટોકટીનો સમય હોય ત્યારે સર્વપક્ષી પ્રધાનમંડળ કારભાર સમાલે છે. ૧૯૧૪–૧૮ના વિગ્રહના સમયેઆવું પ્રધાનમંડળ બનાવેલું આ. પ્રધાનમંડળના સભ્યોની સંખ્યા ત્રણ સુધી કરી દેવામાં આવી હતી કે જેથી જલ્દી અને ગુપ્ત રીતે લડાઈની નીતિ નક્કી થઈ શકે.

**સત્તા :** ઇંગ્લંડમાં કેબિનેટ રાજ્ય કરે છે. કયા બીલ લાવવા, કયા કાયદા સુધારવા, કયા કાયદા નવા બનાવવા, કયા સંસ્થાનની અંદર કેવી નીતિ અખત્યાર કરવી એ સર્વ બીના પ્રધાનમંડળ નક્કી કરે છે. વર્ષનું અંદાજપત્ર પ્રધાનમંડળ જ રજુ કરે છે.

પાર્લામેન્ટ અને રાજાને જોડનારી આ સંસ્થા છે. પ્રજાની પ્રતિનિધિ સભા છે. રાજ્યની પ્રત્યેક નીતિ, કામ પ્રવૃત્તિ માટે પ્રધાનમંડળ જવાબદાર ગણાય છે.

Q. 67. Describe the position of the Prime Minister as the leader of the Cabinet.

સ. ૬૭. "વડો પ્રધાન કેબિનેટની નીતિનો સંચાલક છે" તે ટૂંકમાં સમજાવો.

સામાન્ય ચૂંટણી પછી બહુમતીવાળા પક્ષમાંથી વધારેમાં વધારે લાગવગ ધરાવનારા સભ્યને બોલાવી રાજા પ્રધાનમંડળ રચવા કહે છે. આ સભ્યો પોતાના સાથીદારો પસંદ કરી પ્રધાનમંડળ રચે છે. આ નેતા કેબિનેટનો મુખ્ય પ્રધાન અને દેશનો વડો પ્રધાન બને છે. તે દરેક ખાતા ઉપર તકેદારી અને દેખભાળ રાખે છે. દરેક પ્રધાનોને સલાહ આપે છે અને માર્ગદર્શન કરાવે છે, કેબિનેટની સભાનું એ પ્રમુખસ્થાન લે છે, અને રાજાને કેબિનેટની સર્વવાત સમજાવે છે તેમજ જરૂર જણાએ પાર્લામેન્ટને પણ તેજ બધા ખુલાસા કરે છે. કેબિનેટની બધી નીતિ તેજ નક્કિ કરે છે. કોઈ પ્રધાન સાથે મતભેદ થાય તો પ્રધાને રાજીનામુ આપવું પડે છે. તેનું સ્થાન ઘણું અગત્યનું છે. તેજ કાયદા ઘડે છે અને રદ પણ કરાવી શકે છે.

**Q. 68. State in short the composition powers and the functions of the House of Commons.**

**સ. ૬૮. આમસભાનું બંધારણ, સત્તા અને કાર્યક્ષેત્ર જણાવો.**

**બંધારણ અને રચના :** ઇંગ્લંડની પાર્લમેન્ટમાં આમવર્ગમાંથી ચૂંટાઈને જે સભ્યો બેસે છે તેઓની આમસભા બને છે. આ ચૂંટણી વિભાગવાર થાય છે અને તેમાં ૨૧ વર્ષની ઉપરના દરેક સ્ત્રી પુરૂષને મત આપવાનો અધિકાર છે. દર ૭૦૦૦૦ મતદાર દીઠ એક સભ્ય ચૂંટાય છે. આ સભામાં એકંદર ૬૧૫ સભ્યો બેસે છે તેમાંથી ઇંગ્લંડના ૪૯૨, વેલ્સના ૩૬, સ્કોટલેંડના ૭૪ અને ઉત્તર આર્યલેંડના ૧૩ હોય છે.

**મુદત :** આમસભાની મુદત પાંચ વર્ષની છે. પણ જો લોકમત સભાની નીતિ વિરૂધ્ધ થાય અગર પ્રધાનમંડળ રાજાને મુદત પહેલા બરખાસ્ત કરવાની સલાહ આપે તો આમસભા વહેલી બરખાસ્ત કરવામાં આવે છે.

**પ્રમુખ :** આ સભા પોતાનો પ્રમુખ (Speaker) અને ઉપપ્રમુખ (Deputy Speaker) ચૂટે છે. પ્રમુખની ચૂંટણી થયા પછી તે પોતાનો પક્ષ છોડી નિષ્પક્ષપાતપણે સભાનુ કામકાજ સંભાળે છે. પ્રમુખ કોઇપણ પક્ષનો સભ્ય ગણતો નથી. **સાલિયાણું :** પ્રધાનમંડળ સિવાયના આમ-સભાના સભ્યોને વાર્ષિક ૪૦૦ પૌંડ મળે છે અને પ્રમુખને વાર્ષિક ૫૦૦૦ પૌંડ મળે છે.

**સત્તા :** આમસભાની સત્તા અતિવિશાળ છે. ઇંગ્લંડની બધી નીતિ આ સભાજ સંભાળે છે. નાણાંકીય બાબતમાં આ સભા સર્વોપરી છે. એવો કોઇપણ વિષય નથી કે જેને લગતો કાયદો આ સભા ન ઘડી શકતી હોય. એક જાણીતા લેખક દ. લોમના શબ્દોમાં કહીએ તો "આમ-સભા સ્ત્રીનો પુરૂષ અને પુરૂષની સ્ત્રી સિવાય બધુ કરી શકે છે." [ "It can do every thing, but make a woman a man and a man a woman". De Lolme ]

આ બધી સર્વોપરિ સત્તા આમસભાને તેના મતદારો તરફથી મળે છે

**કાર્યક્ષેત્ર : અ કાયદા ઘડવાનું :** આખા ઇંગ્લંડને લગતા કાયદ આ સભા ઉમરાવ સભાની સંમતિથી ઘડી શકે છે. આ અને ઉમરાવ

સભાએ પસાર કરેલ ખરડો રાજાની સહી થયે કાયદો બને છે. ઉમરાવ સભા તથા રાજા સંમતિ માટે ના પાડી શકે નહિ કારણ કે આંટીઘુંટીથી બનેને બંધારણીય રીતે આ સભાએ બાંધી લીધા છે. આથી આમસભા ઇચ્છે તે ઇંગ્લંડમાં કાયદો છે. ઉમરાવોની સભાના હાથમાં નાણાંકિય પ્રશ્ન તો હવે રહેતો જ નથી.

**ब કારોબારીનું :** પોતાના સભ્યોમાંથી બહુમતીવાળો પક્ષ પ્રધાન-મંડળ રચે છે, અને તેની કારવાઈ ઉપર આ સભા સંપૂર્ણ તકેદારી રાખે છે. પ્રધાનમંડળનું કોઈ પગલું નાપસંદ હોય તો તેને તે વખોડી કાઢે છે તેમજ અવિશ્વાસની દરખાસ્ત લાવી રાજીનામુ મુકવાની ફરજ પાડે છે. કારોબારી તરીકેની બધી ફરજ આ સભા પોતાના નિમેલ પ્રધાનમંડળ મારફતે અદા કરે છે.

**ખાસ હક્ક :** (૧) આમસભા પોતાનું બંધારણ ઘડે છે. (૨) પ્રમુખ મારફતે પોતાના અભિપ્રાયો રાજાને દર્શાવી શકે છે. (૩) ચૂંટણીને લગતી બાબતોનો નિકાલ કરી શકે છે. (૪) તેના સભ્યો ફોજદારી ગુન્હા સિવાયના ગુન્હા માટેની ગીરફતારીમાંથી મુક્ત છે. (૫) તેના સભ્યોને સરકારની નીતિ સામે વ્યાજબી ટીકા કરવાની છૂટ છે. (૬) નાણાંકીય બાબતમાં સર્વોપરી છે.

Q. 69. State in short the relation between the Prime Minister and the House of Commons.

સ. ૬૯. આમસભા અને વડા પ્રધાન વચ્ચેનો સંબંધ જણાવો.

વડોપ્રધાન કેબિનેટનો પ્રમુખ છે. કેબિનેટની બધી નીતિ તેજ નક્કિ કરે છે. અને કેબિનેટ આમસભાનીજ કારોબારી મંડળી છે. એટલે વડો પ્રધાન આમસભા તરફથીજ વહીવટ કરે છે. આ વહીવટ માટે તે આમ-સભાને જવાબદાર રહે છે. આમસભાના કોઈપણ સભ્યને યોગ્ય ખૂલાસો કરવાને વડાપ્રધાન બંધાયલા છે. વડા પ્રધાનની એટલે કે કેબિનેટની નીતિ સાથે આમસભા સંમત ન હોય અને મતદારો આમસભાના પક્ષમાં હોય તો કેબિનેટે પોતાનો હોદ્દો છોડવો પડે છે. વડાપ્રધાન સર્વસત્તાધીશ છે પણ તે સત્તા તેને આમસભા તરફથી મળેલ હોય છે તેથી તે તેનો દુરપયોગ કદી કરી શકે તેમ નથી.

**Q. 70. State, in short, The composition, powers and the functions of the House of Lords.**

**સ. ૭૦. ઉમરાવ સભાનું બંધારણ, સત્તા અને કાર્યક્ષેત્ર જણાવો.**

**બંધારણ અને રચના:** ઉમરાવ સભામાં જે સભ્યો બેસે છે તે આમસભાથી જુદી રીતે જ બેસે છે. આ બધા સભ્યો ચૂંટાયલા કે વંશપરંપરાના હોતા નથી. કેટલાક વંશપરંપરાના હક્કની રૂએ, કેટલાક પોતાના ઓધ્ધાની રૂએ; કેટલાક સ્કોટલાંડ આયર્લાંડને મળેલ પ્રતિનિધિત્વની રૂએ બેસે છે.

અત્યારે ઉમરાવસભામાં સભ્યોની સંખ્યા ૭૦૦ની લગભગ થાય છે તેમાં ૨૬ ધર્માધિકારી, ૬ કાયદાના નિષ્ણાંતો, ૧૬ સ્કોટલેંડના સભ્યો અને ૨૮ આયર્લાંડના સભ્યો હોય છે. કુલ્લે સભ્યોની સંખ્યા નિશ્ચિત નથી, રાજા ધારે ત્યારે વડા પ્રધાનની સલાહથી નવા અમીરો બનાવી શકે છે. આ સભામાં સ્ત્રી સભ્ય હોતી નથી.

**મુદ્દત:** આ સભાની મુદ્દત કાયમી છે.

**કાર્યક્ષેત્ર અને સત્તા:** (૧) **કાયદાને લગતી:** કોઈપણ નાણાં વિષયક ખરડા સિવાયનો ખરડો આ સભામાં રજુ થઈ શકે છે. ૧૯૧૧ન પહેલા આમ અને ઉમરાવસભાને સરખા હક્ક હતા. પણ આમસભાની સત્તાની આડે ઉમરાવસભા આવતી હોવાથી **'૧૯૧૧નો પાર્લમેન્ટનો કાયદો'** પસાર કરી તેમની સત્તા ઉપર કાપ મૂકી દીધો છે. હવે ઉમરાવ સભા કોઈપણ ખરડાને કાયદાના રૂપમાં ફેરવાતો વધુમાં વધુ બે વર્ષ સુધી અટકાવી શકે છે. તે બાદ તે ખરડો ઉમરાવોની ના મરજી છતાં કાયદો બની જાય છે. આથી સ્પષ્ટ થાય છે કે કાયદાના વિષયમાં ઉમરાવસભાને કાંઈ હક્ક નથી.

(૨) **નાણાંવિષયક:** નાણાંને લગતા ખરડા બાબતમાં પહેલેથી જ આમસભા વિસ્તૃત હક્ક ધરાવે છે. હવે ૧૯૧૧ના કાયદાની રૂએ ઉમરાવસભા આમસભાએ પસાર કરેલ નાણાંવિષયક ખરડો એક માસમાં પસાર ન કરે તો આમસભા સીધો રાજા પાસે મૂકી, તેને કાયદાના રૂપમાં, ઉમરાવસભાની સંમતિ સિવાય ફેરવાવી શકે છે. આથી ચોકખું છે કે

બાબતોના વિષયમાં ઉમરાવસભા કાંઈ સત્તા ધરાવતી નથી.

(૩) **કારોબારી સત્તા :** કેબિનેટના ઉપર સર્વ સત્તા આમસભાની છે. ઉમરાવસભા કેબિનેટને રાજીનામુ આપવાની ફરજ પાડી શકતી નથી. છતાં ઉમરાવોમાંનો એકાદ સભ્ય કેબિનેટનો સભ્ય હોય છે. જે કાંઇ પ્રશ્ન ઉમરાવસભા પૂછે તેનો જબાવ આપવાને કેબિનેટ બંધાયલી છે.

(૪) **ન્યાય :** ન્યાય વિષયક સર્વ સત્તા અમીર સભાની છે તે દેશની છેલ્લામાં છેલ્લી અદાલત છે. ઉમરાવોમાં જીંદગી પર્યંત ૭ ઉમરાવો નિમવામાં આવે છે. તે કાયદાના નિષ્ણાંતો હોય છે અને તે સભ્યો ઉમરાવસભાના વતી ન્યાય આપે છે. દેશની કોઇપણ અદાલતના ન્યાય ઉપર અહીં અપીલ નોંધાવી શકાય છે.

ખાસ હક્ક (૧) પોતાની સભાનું કામકાજ પોતેજ નક્કી કરે છે.
(૨) અમીરોને અસર કરતો ખરડો ઉમરાવસભામાંજ રજુ થવો જોઈએ.
(૩) ઉમરાવ સામેનો કેસ પોતેજ સંભાળે છે.
(૪) દિવાની ગુન્હા માટે અમીરની ધરપકડ ન થઈ શકે.
(૫) કોઇપણ અમીર રાજાની મુલાકાત લઇ શકે છે.
(૬) વાણી અને વિવાદ સ્વાતંત્ર્ય દરેક સભ્યને સભાગૃહમાં હોય છે.

Q. 71. State the special functions of the House of Lords and the House of Commons.

સ. ૭૧. આમસભા અને ઉમરાવસભાના ખાસ હકકો જણાવો.

સવાલ ૬૮ અને ૭૦ને અંતે બંને સભાના ખાસ હકકો આપ્યા છે તે જુઓ.

Q. 72. How far is the House of Lords useful as a revising chamber ?

સ. ૭૨. ઉમરાવ સભાની અગત્યના ઉપર નોંધ લખો.

દેશની રાજકિય ચળવળમાં અનેક વખત ભરતી અને ઓટ આવે છે. ઇંગ્લંડમાં આમસભાની દરેક ચૂંટણીમાં નવા પક્ષો આવે અને જુના જાય છે. જે પક્ષ સત્તા ઉપર હોય છે તે કાંઈ ફેરફાર કરી નાંખવાની ધગશમાં

સુધારા મુકે છે. હવે જો આવા સુધારાને એકદમ પસાર કરી દેવામાં આવે તો ઉતાવળુ પગલુ ભરાઈ જવાની ધાસ્તી રહે છે. આમ બનતું ઉમરાવ-સભા અટકાવે છે. ઉમરાવોનો સંકોચિત મનોદશાવાળો પક્ષ હોય છે તેથી ખૂબ વિચારપૂર્વક શાંત ચિત્તે પ્રત્યેક ખરડા પર વિચારણા કરે છે જો ખરડો અયોગ્ય કે ઉતાવળીયો લાગે તો અટકાવે છે અને તેમ કરી બે વર્ષનો વખત કાઢી નાંખે છે. આ સમયમાં દેશમાં પૂખ્ત અભિપ્રાય બંધાય છે ત્યારબાદ પણ મતદારો અને આમવર્ગને યોગ્ય લાગે તો પછી ખરડો પસાર થાય છે.

પ્રત્યેક ખરડો ઉમરાવ સભામાં જાય છે ત્યાં તેના ત્રણ વાંચન દરમ્યાન ચર્ચા થાય છે આથી આમ સભાના ખરડા ઉપર પુરતું અવલોકન અને ચર્ચા થવાથી તે વિષયમાં ઉતાવળુ પગલુ ભરાવાનો સંભવ રહેતો નથી.

ઉમરાવસભા આમસભાના ખરડાને ફેંકી દઇ શકતી નથી પણ અટકાવી શકે છે, તેના ઉપર અવલોકન અને ટીકા કરી શકે છે અને તેથી ઉમરાવ-સભા ઘણી મદદગાર, જરૂરી અને આશિષરૂપ સંસ્થા છે.




પ્રકાશક :હીરાલાલ છોટાલાલ ઠક્કર માલીક : શ્રી ગજાનન પુસ્તકાલય ટાવરરોડ,સુરત
મુદ્રક : શા. વિઠ્ઠલદાસ કીકાભાઈ 'સુંદર' પ્રીન્ટીંગ પ્રેસ, કણપીઠ–બજાર સુરત.